ગુજરાત વિદ્યાપીઠ
અમદાવાદ
૨૪૯૭૯
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ

# હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસ અને કમ્યુનિસ્ટો

**ગયા** બે મહિનાની વાત છે. બિમાર ગાંધીજીને છોડયા વિના સરકારને ચાલે તેમ નહોતું. છુટયા પછી ગાંધીજીએ વાઈસરોય વેવેલને સાફ સાફ જણાવી દીધું: "ભાંગફોડની ચળવળ કોંગ્રેસની નથી—એને માટે કોંગ્રેસ જરા પણ જવાબદાર નથી. હવે તમે કોંગ્રેસની સાથે માનભર્યું સમાધાન કરો." એ પછી થોડા દિવસ બાદ તેમણે સ્વનિર્ણયના અધિકારનો સ્વીકાર કરી લીધો અને એના ધોરણે સંયુકત મોરચો રચી રાષ્ટ્રીય આઝાદી હાંસલ કરવા કાયદે-આઝમ પર પત્ર લખ્યો. એ વખતે રાષ્ટ્રીય વર્તુળોમાં એક જ વાત થઇ રહી હતી: **બાપુની ગેરહાજરીમાં જે વાત કમ્યુનિસ્ટો ફરી ફરીને કહી રહ્યા હતા તે જ વાત બાપુ પણ આજ કરી રહ્યા છે.**

ગાંધી-જિન્ના મુલાકાત દેશના દુર્ભાગ્યે નિષ્ફળ ગઈ. એ પછી અમુક પ્રાંતોના કોંગ્રેસજનો મળ્યા ને તેમણે ઠરાવ પસાર કર્યા કે કમ્યુનિસ્ટોને કોંગ્રેસમાંથી દુર કરવા ત્યારે ઘણો બધો ગોટાળો ફેલાય તે તો સ્વાભાવિક જ હતું; પણ તેથી અમને ખાસ નવાઈ ન ઉપજી. છેક '૪૨ની ૯મી ઓગસ્ટથી, નેતાઓ કારાવાસમાં ગયા ત્યારથી જ કોંગ્રેસને નામે બોલતા કોંગ્રેસ સોશિયાલિસ્ટો તથા તેમના ભેરૂબંધોએ અમારી સામે સતત રીતે ઝેરી પ્રચાર કર્યો હતો. એટલી હદ સુધી એમનો પ્રચાર પહોંચ્યો હતો કે કોંગ્રેસમાં માનનાર પ્રજાને, કમ્યુનિસ્ટોને બહાર કાઢવાના નિર્ણયથી જેટલું આશ્ચર્ય થયું તેથી કેટલું ય વધુ આશ્ચર્ય ગાંધીજીએ પોતાના છૂટકારા પછી મડાગાંઠ-ઉકેલ માટે લીધેલ પગલાંઓથી થયું હતું.

એમ કહેવું કે ગાંધીજી કમ્યુનિસ્ટોની જાળમાં ફસાઈ ગયા હતા એ તો નરી મુર્ખાઇ છે. અને એ દિવસોમાં કોંગ્રેસ સોશિયાલિસ્ટો જે વાતનો નિર્દેશ કરતા હતા કે ગાંધીજી તો ખૂબ ઘરડા થઇ ગયા છે, તેમના વિચારોમાં અસ્થિરતા આવી છે, એ વાત ઉચ્ચારવી એ તો એથી વધુ મોટી મુર્ખાઈ છે.

**પણ એક વાત સાફ છે. આજે પ્રજાનું માનસ ભારે વ્યગ્ર છે, ગોટાળામાં છે. '૪૨ના ઓગસ્ટની ૯મી પછી આપણા રાષ્ટ્રીય આંદોલનમાં જેટલી અરાજકતા વ્યાપી છે, તેટલી તો આજ પૂર્વે કદીયે વ્યાપી નહોતી.**

**ગાંધીજી આજે મુકત છે, પણ હજુ ય કોંગ્રેસ કારોબારીના સભ્યો કારાવાસમાં સબડે છે. પ્રજા આજે યાતનાની ભીંસમાં દબાઈ રહી છે; પણ દેશભકતો અસહાય બની બેઠા છે. આ યુદ્ધથી**

**આવતી કાલના જગતનું ભાવિ ઘડાઈ રહ્યું છે; પણ ભારતનું ભાવિ એના પોતાના નેતાઓના હાથમાં નથી. આવી સ્થિતિમાં, આજે તો આપણે ભેગા રહેવાની જરૂર છે; ભેગા મળી ઊંડું મંનન કરવાની અગત્ય છે; અને ભેગા રહીને આપણી સર્વશક્તિઓ અજમાવવાની જરૂર છે.**

આવી આ ઘડીએ જ્યારે અમારા સાથી—કોંગ્રેસજનો અમને અળગા કરે છે ત્યારે એ ન તો કોંગ્રેસજનો માટે કે ન તો અમારે-કમ્યુનિસ્ટો માટે નાની વાત છે. વસ્તુત: કોંગ્રેસજનો અને કમ્યુનિસ્ટોની માતા સમી જનતા માટે પણ આ નાની-સુની વાત નથી. માત્ર કોંગ્રેસ માટે જ નહિ પણ ખુદ આપણા દેશ માટે આ એક અતિ મહત્વનો સવાલ છે—અતિ મહત્વનો નિર્ણય છે.

**કોંગ્રેસ તથા કમ્યુનિસ્ટ પક્ષને** જાણનાર કોઇ પણ પ્રમાણિક આદમી નીચેની વાતો તો કબૂલ કરશે જ:

● **કોંગ્રેસ દેશની મુખ્ય રાષ્ટ્રીય** સંસ્થા છે. લોકોની સેવા કરીને તથા પોતાની હરોળમાં દેશના જુદાં જુદાં દેશાભિમાની તત્વોને એક કરી કોંગ્રેસે આજની મહત્તા હાંસલ કરી છે.

● **જ્યારે એક પક્ષ તરીકે સંગઠિત** થયેલ સૌથી મોટો અને સૌથી વધુ શિસ્તબધ્ધ પક્ષ તે અમારો પક્ષ છે. કોંગ્રેસ સોશિયાલિસ્ટોને બાદ કરીએ તો કમ્યુનિસ્ટ વિરોધીઓમાં પહેલો નંબર શ્રી. **એસ. કે.** પાટીલને મળે છે. કોંગ્રેસમાંથી અમને અળગા કરવાનો ઠરાવ રજુ કરતાં ખુદ પાટિલ સાહેબે પણ છડેચોક કહ્યું હતું કે, અમારી શિસ્ત અને આત્મત્યાગની તો તેમને પોતાને પણ ઇર્ષા આવે છે.

● **દેશના નવયુવાનોના સર્વશ્રેષ્ઠ** વીરલાઓ—હિંદુઓ અને મુસલમાનો અમારી પાર્ટી તરફ લોહચૂંબકની પેઠે ખેંચાઇ આવે છે. શ્રી. પાટીલને અમારી સંસ્થા માટે ઈર્ષા થાય છે. તો શ્રી. ક. મા. મુન્શીને અમારી બુદ્ધિની ઇર્ષા આવે છે. એમના અખબાર **“સોશિયલ વેલફેર”**ના ૧૦ નવેમ્બરના અંકમાં શ્રી. મુન્શી લખે છે:

“...હિંદી કમ્યુનિસ્ટ પક્ષ એક અતિ સુસંગઠિત પક્ષ છે. કમ્યુનિસ્ટ પ્રચાર તથા નીતિ રીતિમાં નિષ્ણાત એવા અતિ બુદ્ધિશાળી તથા દૃઢનિશ્ચયી નેતાઓ એનું સંચાલન કરે છે...એની શિસ્ત સર્વોત્તમ છે...”

● **અમારી પાર્ટી દ્વારા જ** કામદારો, કિસાનોના સર્વશ્રેષ્ઠ બેટડાઓ તથા વિદ્યાર્થી જુવાનો પોતાનાં ટ્રેડ યુનિયનો, કિસાન સભાઓ, અને વિદ્યાર્થી સંઘોને ઘડતાં શીખ્યા છે, એટલું જ નહિ પણ રાજકીય નેતૃત્વની પદવીએ પણ પહોંચ્યા છે.

● **દાદીમાથી માંડીને તે યુવાન** કન્યાઓની ઉમરની જેટલી સ્ત્રી કાર્યકરો અમારા પક્ષમાં છે, તેટલી બીજા કોઈ પક્ષમાં નથી.

● **૧૯૩૦ પછી જન્મ પામેલ બીજા** બધા જહાલ પક્ષો ૧૯૪૦ પછી ભાંગીને ભુક્કા થઈ ગયા છે. માત્ર અમારો પક્ષ જ વિકાસ પામ્યો છે ને આજે પોતાના હક્કની રૂએ કોંગ્રેસ તથા લીગ પછી દેશમાં ત્રીજા નંબરનું રાષ્ટ્રીય બળ બન્યો છે.

આ છે કોંગ્રેસ અને આ છે અમારો પક્ષ! હવે જો આજે કોંગ્રેસ અને કમ્યુનિસ્ટો અળગા પડે તો એથી દેશના દુશ્મનો સિવાય કોને ફાયદો થવાનો છે?

આપણે કોંગ્રેસજનો અને કમ્યુનિસ્ટો દેશની આઝાદીના યોદ્ધાઓ છીએ. પણ જો

આપણે બંને એક બીજા સાથે આમ લડવા માંડીશું તો એ દ્વારા આપણી આઝાદીની લડત આગે કેવી રીતે બઢવાની છે ? આજે તો જે કોઇ પ્રથમ ઘા કરશે, એના માથે હિંદની આઝાદીની સેનાના એના સાથી યોદ્ધા પર ઘા કરવાનો, હિંદની આઝાદીના મોરચાને તોડવા માટે ઘા ઝીંકવાનો ગુનો આવશે. કોઈ પણ ગુલામ દેશમાં પરસ્પર લડવા જેવી સહેલી વાત કોઈ નથી; આપણે એ તો કરતા જ આવ્યા છીએ ને તેથી જ ગુલામીની ધુંસરી આપણે ગળે વળગી છે. પણ આઝાદી માટે લડવાનું કામ ઘણું વધુ મુશ્કેલ છે; એક સર્વગ્રાહી મોરચા પર, વિશાળ ભૂમિકાવાળી, આઝાદીના યોધ્ધાઓની સેના સંગઠિત કરવાનું કામ ઘણું વધુ કઠીન છે.

હિંદી આઝાદીનો ઝંડો પ્રથમ કોંગ્રેસે રોપ્યો છે. દેશદાઝના પ્રથમ પાઠ અમને કોંગ્રેસના નેતાઓએ જ ભણાવ્યા છે. તેમણે પોતે જ જે ધ્યેય માટે જીંદગી ખર્ચી નાખવાનું અમને શીખવ્યું, એ ધ્યેય માટે તેમની પડખે રહીને, ખભેખભો લગાડી લડવા દેવાના અમારા હક્કનો તેઓ જ આજે ઈન્કાર કરી રહ્યા છે. **અમારે મન કોંગ્રેસ તો અમારા પક્ષની માતા છે; એના નેતાઓ અમારા રાજકીય પિતાઓ છે; એના અનુયાયીઓ અમારા સાથી યોધ્ધાઓ છે.**

સામાન્ય પ્રણાલિ છે કે વડેરાઓ શાંત હોય છે, જુવાનો અધિર હોય છે; નવી પેઢીનું માનસ સંકુચિત હોય છે ને જુની પેઢી સહનશીલ હોય છે. આજે જ્યારે અમારા વડેરાઓએ અમને અમારા દષ્ટિબિંદુ વિષે પૂછ્યા વિના અમને અળગા પાડવાનો એકાએક નિર્ણય કર્યો છે ત્યારે અમે માનીએ છીએ કે એમની સમક્ષ ધુંટણીએ પડી વિનંતી કરવાનો અમને હક્ક છે:

**"ફરી વિચાર કરો—તમે શું કરી રહ્યા છો તેનો ફરી ફરીને વિચાર કરો. અમને જે કાંઇ પૂછવાનું હોય તે બેલાશક પૂછો, તમારી બધી શંકાઓ નિર્મૂળ કરવા અમે અમારાથી બનતુ બધું કરીશું. કદાચ આપણા વચ્ચે મતભેદ આવી પડે, તો આપણે ફરી ફરીને એની ચર્ચા કરવી જરૂરી છે; કારણ, આજે મતભેદ રાખવો આપણને પોષાય તેમ નથી. આપણા દેશની કારમી હાલત આપણને આદેશ કરે છે કે આજે આપણી એકતા ખૂબ ખૂબ જરૂરી છે.**

અમને ધીરજ છે; અમારી પોતાની દેશદાઝમાં અમને શ્રદ્ધા છે; એટલું જ નહિ પણ અમને અમારા સાથી કોંગ્રેસજનોના દેશપ્રેમમાં પણ પૂરો વિશ્વાસ છે. ને એ બે દેશદાઝ વચ્ચે માત્ર પૂર્વગ્રહોએ જ વાડ રચી છે; એ વાડ દૂર થઇ ગઇ કે બન્નેના દેશપ્રેમને સાંકળતું બંધન બંધાઇ જ જવાનું છે. આજે અમારો પક્ષ તો કોંગ્રેસ કરતાં નાનો પક્ષ છે, છતાંય અમને ધીરજ છે; કારણ, અમારા પક્ષની આ નાની આવરદા દરમિયાન આખો ય વખત અમારે પૂર્વગ્રહો સામે લડયા કરવું પડયું છે.

અમે કમ્યુનિસ્ટ બન્યા તે પહેલાં અમારે અમારા મનની અંદરના પૂર્વગ્રહો સામે ઝઘડવું પડયું હતું. અમારા પક્ષને આજની સ્થિતિએ પહોંચાડતા પહેલાં અમારે અન્ય દેશભક્તોના કમ્યુનિઝમ વિષેના પૂર્વગ્રહો સામે મોરચો માંડવો પડયો હતો. અમારી આજ સુધીની જીંદગીનો અનુભવ પૂકારી પૂકારી કહે છે કે, પૂર્વગ્રહ સામેના અને દેશદાઝ માટેના જંગમાં કદી પરાજય મળતો નથી; ને એ

જંગમાં વિજય મેળવવા માટે લાંબા સમય સુધીની કઠીન તપશ્ચર્યાની પણ જરૂર છે.

આજે અમને અળગા કરવા કોંગ્રેસ-જનો તૈયાર થયા છે તો એવાં કયાં કારણો છે, અમારી સામે એવી શી વાતો છે કે જેને અંગે કોંગ્રેસજનોને આમ કરવું યોગ્ય લાગ્યું છે ?

અમારી સામેના ટીકાકારોને બે વિભાગોમાં વહેંચી શકાય તેમ છે:

**એક વિભાગ** : કમ્યુનિસ્ટો સાથેના "મૂળભૂત મતભેદો"ની વાત કરે છે. તેમને એમ જણાતું લાગે છે કે હિંદી રાષ્ટ્રવાદ તથા કમ્યુનિઝમની વચ્ચે કશો મેળ નથી; અને એ બેને એક ધાગે સાંધવાનું અશકય છે. વર્તમાન યુદ્ધને અમે લોકયુધ્ધ કહીએ છીએ, એ વાત જ તેમનો કેસ પૂરવાર કરે છે એવી એમની માન્યતા છે.

**બીજો વિભાગ** : વધુ સ્પષ્ટતાથી વાત કરે છે. એ તો એસ. કે. પાટીલની માફક કહે છે : અમે કોંગ્રેસની પીઠમાં છૂરી ભોંકી છે. કારણ, અમે ઓગસ્ટ ઠરાવને અમલમાં મૂકયો નથી.

૯ ઓગસ્ટ પછી જે કાંઈ બન્યું તે પર આજે કોંગ્રેસજનો દરેક સ્થળે ખૂબ ઉંડું મનન કરી રહ્યા છે. આજે જેલમુક્ત બની તેઓ ૯ ઓગસ્ટ પછીની ઘટનાઓ પર વિચાર ચલાવી રહ્યા છે. કારણ, કોંગ્રેસની અંદરનાં જુદાં જુદાં વર્તુળોએ ભજવેલ ભાગનું સાચું મૂલ્ય ઘટાવી, કોંગ્રેસનો ભાવિ કાર્યક્રમ તેમને નક્કી કરવો છે. આ દ્દષ્ટિએ જોતાં, એ ઘણું જ તંદુરસ્ત વલણ છે. વિચાર કરી, ચર્ચા કરી, સમજી અને કાર્યશીલ થવા જેવું ઉત્તમ શું હોઈ શકે ? અને એ જ દ્દષ્ટિને લક્ષમાં લઈ હું આ લેખ લખી રહ્યો છું. અમારા પક્ષનું દ્દષ્ટિબિંદુ રજુ કરી, તેમનું દ્દષ્ટિબિંદુ સમજવાનો આ પ્રયાસ છે. આપણે બધા સાચા નિર્ણયો પર આવીએ, એ ખ્વાયેશ જ આ પ્રયાસનું પ્રેરણાસ્થાન છે.

# ૧: રાષ્ટ્રીય આંદોલન અને કમ્યુનિસ્ટો

**પ્રથમ હું "મૂળભૂત મતભેદો"વાળા** વિભાગને લઈશ. કમ્યુનિઝમને માટે અમને કમ્યુનિસ્ટોને કશી શરમ નથી; ઉલ્ટાનું અમારા દિલમાં એને માટે ભારે મગરૂરી છે. કારણ, માનવ જાતના સૌથી મહાન ધ્યેયને માટે, જગતમાં આઝાદ અને સમાન પ્રજાઓના સમાજવાદી બંધુભાવ સ્થાપવા માટે લડવાની પ્રેરણા અમને કમ્યુનિઝમ જ આપે છે.

અમને હિંદી કમ્યુનિસ્ટોને અમારું કમ્યુનિઝમ સૌથી પ્રથમ એ ફરજ શીખવે છે કે, હિંદમાં સમાજવાદની સ્થાપના કરી શકાય તે પહેલાં હિંદને સંપૂર્ણ રીતે આઝાદ કરવાની જરૂર છે. અમને કમ્યુનિસ્ટોને અમારો પક્ષ પણ એક જ કાર્ય કરવા હુકમ કરે છે. હિંદની આઝાદી માટે સાથી દેશભક્તોના સહકારમાં સંયુકત રાષ્ટ્રીય મોરચો ખડો કરો. ને અમે કમ્યુનિસ્ટો જનતા સમક્ષ એક જ દાવો રજુ કરીએ છીએ કે અમારી નીતિ દેશાભિમાની છે

**ને એને અમલમાં મૂકવા અમે અમારાં તન તોડીને મથીએ છીએ. અમારા દેશવાસીઓને અમારી એક જ આરજુ છે: તમારા દિમાગમાં કમ્યુનિઝમ વિષે જે ખ્યાલો હોય તેના પર નહિ પરંતુ અમે જે કહીએ છીએ અને કરીએ છીએ એના પર જ અમારી કિંમત આંકજો.**

જે લોકો એમ કહે છે કે હિંદી રાષ્ટ્રવાદ અને કમ્યુનિઝમ વચ્ચે કશો મેળ નથી, એ લોકો કાં તો અજ્ઞાત છે, યા તો ખુદ રાષ્ટ્રીય આંદોલનના તાજેતરના ઇતિહાસને ખોટો પાડવા મથી રહ્યા છે.

**હિંદી કમ્યુનિઝમનો જન્મ ખુદ હિંદી રાષ્ટ્રીય આંદોલનની કૂખમાંથી થયો છે.** અમારા પક્ષના સ્થાપકો પોતે જ ૧૯૧૯–૨૦ના રાષ્ટ્રીય આંદોલનના કાર્યકરો છે. તેઓ કાં તો ખિલાફત યા તો કોંગ્રેસ કે પ્રારંભનાં ત્રાસવાદી દળોના કાર્યકરો છે.

અમારા પક્ષની સ્થાપના પછી અમે સૌથી પ્રથમ પ્રશ્ન એ ઉપાડયો કે રાષ્ટ્રીય આંદોલનનું ધ્યેય **મુકમ્મિલ આઝાદી** હોવું જોઇએ. ૧૯૨૦ પછીનાં એ વરસો હતાં. રાષ્ટ્રીય નેતાઓ કહેતા હતા કે સ્વરાજની વ્યાખ્યા થઈ શકે નહિ. ખરી વાત એ હતી કે, બ્રિટિશ સામ્રાજ્યમાં જ રહીને સંસ્થાનિક સ્વરાજ ( ડુમિનિયન સ્ટેટસ ) મેળવવું વધુ સહેલું છે ને એ વધારે સારૂં પણ છે એવી ઉંડી ઉંડી આશાનો ચમકારો આની પાછળ હતો.

પછી અમે દબાણ આણ્યું કે, **કામદારો તથા કિસાનોની માંગોને કોંગ્રેસે પોતાની જ માંગો તરીકે અપનાવી લેવી જોઈએ.** ત્યારે અમને કહેવામાં આવતું કે આથી તો કોંગ્રેસ નબળી થશે; મૂડીવાદીઓ તથા જમીનદારો ડરીને સરકાર પક્ષે જઈ ઉભશે; અને તેથી સરકારને વધુ શકિત મળી જશે. વિશ્વાસ રાખો કે કોંગ્રેસના હાથમાં મહેનતકશોનાં હિત સલામત છે તથા સ્વરાજ મળ્યા પછી તો તેઓની માંગો તો શું પણ એથીય વધુ આપવામાં આવશે.

અમે દલીલ કરતા કે કામદારો તથા કિસાનોની માંગોને અપનાવવાથી જ ખુદ કોંગ્રેસ શકિતશાળી થશે; **અને કામદારો તથા કિસાનો જાગૃત બની સ્વરાજ સંગ્રામમાં ઝુકાવશે નહિ ત્યાં સુધી સ્વરાજ પણ મળશે નહિ.** ત્યારે અમને કહેવામાં આવતું કે નાના મોઢે મોટી વાત ન કરો; ગાંધીજીમાં શ્રધ્ધા રાખો. પરદેશી ચોપડાનું પોપટિયું જ્ઞાન બતાવવાની કશી જરૂર નથી.

અમે જે કહી રહ્યા હતા તેને અમારા વર્તનમાં ઉતારવા અમે અમારાથી બનતી કોશીષ કરી. કામદાર વર્ગમાં અમે ખૂંતી ગયા. આપણા દેશના ઇતિહાસમાં અનન્ય એવા ભવ્ય તથા મહાન હડતાળ સંગ્રામોનું અમે સંગઠન અને સંચાલન કર્યું. હિંદમાં લડાયક ટ્રેડ યુનિયન આંદોલનની સ્થાપના કરી. અમે અભ્યાસ વર્તુળો ચલાવ્યાં તથા જહાલ ઝોકવાળા જુવાનોને સમાજવાદના પક્ષે આણ્યા. 'હિંદમાં કમ્યુનિઝમનાં મૂળિયાં કદી બાઝી શકે નહિ' તે પૂર્વગ્રહનો અમે નાશ કર્યો અને અમને "બડાશખોર" કહી ડાંભનાર વડેરાઓને પણ અમે ચૂપ કરી દીધા.

અમે '૨૦ પછીની સાલમાં અમારી બધી શક્તિ અજમાવી જે વાતો કહી રહ્યા હતા તે વાતો કોંગ્રેસે '૩૦ પછીના વરસોમાં સ્વીકારવા માંડી.

**૧૯૩૦ ની સાલના પ્રથમ દિવસે,** સંસ્થાનિક સ્વરાજ માટે કોંગ્રેસે આપેલ એક વરસનું એલ્ટીમેટમ ખલાસ થયા પછી

કોંગ્રેસે લાહોર અધિવેશનમાં સંપૂર્ણ આઝાદીને પોતાનું ધ્યેય બનાવ્યું.

૧૯૩૦ ની લડત નિષ્ફળ ગયા પછી, કોંગ્રેસે **"મૂળભૂત હક્કો"**નો ઠરાવ કરાંચી અધિવેશનમાં પસાર કર્યો. અને તેમાં મહેનતકશોના સમૂહની બધી મુખ્ય માંગોને સ્વીકારી લીધી.

બીજી ગોળમેજી પરિષદ અને ૧૯૩૨-૩૪ ના સત્યાગ્રહની નિષ્ફળતા પછી પંડિત **જવાહરલાલ નેહરૂના નેતૃત્વ તળે કોંગ્રેસે** એક નવો રાહ અપનાવ્યો અને એની નીતિને નવું સ્વરૂપ આપ્યું. આ નૂતન સ્વરૂપવાળી કોંગ્રેસની નીતિ એવી હતી કે અમે કમ્યુનિસ્ટોએ એને પૂરા દિલથી ટેકો આપ્યો.

બધા શાહીવાદ વિરોધી દેશભક્તો કોંગ્રેસને પ્રધાન રાષ્ટ્રીય સંસ્થા તરીકે સ્વીકારે અને હિંદી પ્રજાના સંયુક્ત રાષ્ટ્રીય મોરચા તરીકે એનું ઘડતર કરવામાં મદદ કરે—આ હતું પંડિત જવાહરનું મંતવ્ય.

પણ આ વસ્તુ ખરેખર બની શકે તે માટે કોંગ્રેસની સાથે ટ્રેડ યુનિયનો તથા કિસાન સભાઓ જેવી આમ સંસ્થાઓનું સામુદાયિક જોડાણ થવું જોઇએ—અમે આ માંગ રજુ કરી.

પંડિત નહેરૂએ પોતે આ વાત સ્વીકારી લીધી પણ બીજા રાષ્ટ્રીય નેતાઓ આ વાત કબૂલવા તૈયાર નહોતા. છતાં પણ જવાહરલાલજીના નેતૃત્વ તળે કોંગ્રેસ, ટ્રેડ યુનિયન તથા કિસાન સભાના કાર્યકરોએ સાથે કાર્ય કરવાની શુભ શરૂઆત કરી દીધી. મહેનતકશોના આંદોલનમાં કોંગ્રેસ સમિતિઓએ વધુ ને વધુ રસ લેવા માંડયો તથા તેમના સંગ્રામોને ટેકો આપવા લાગી.

**આ એકતાથી બંનેની તાકાત બઢી. ટ્રેડ યુનિયનો તથા કિસાન સભાઓનો અપૂર્વ વિકાસ થયો તથા કોંગ્રેસના ઇતિહાસમાં કદી નોંધાયા નહોતા એટલા સભ્યો કોંગ્રેસને દફતરે નોંધાયા. સમગ્ર રાષ્ટ્રીય આંદોલન મજબૂત બન્યું.**

અમારી શક્તિમાં હતું તે બધું ય કરી કોંગ્રેસની સંસ્થાનું ઘડતર કરવાની તથા બીજી આમ સંસ્થાઓ સાથેની એની દોસ્તીને મજબૂત કરવાની અમે કોશીષ કરી. અમારા પક્ષને કામદારવર્ગની એક જમાત તરીકે લેખવામાં આવતો હતો. પણ કોંગ્રેસ તથા દેશ પ્રત્યેની અમારી દેશાભિમાની ફરજ બજાવ્યાને કારણે અમારા પક્ષનું પુનઃસંગઠન શરૂ થયું ને અમે જલદી ઉદય પામતી રાજકીય તાકાત તરીકે આગે બઢવા લાગ્યા.

યુદ્ધ શરૂ થયું તે પહેલાં અમે જહાલ છાવણીમાં મુખ્ય પક્ષ બની ચૂકયા હતા. તે દિવસોમાં સુભાષ બોઝે જહાલ સૂત્રો વાપરી હરીફ કોંગ્રેસ ઉભી કરી રાષ્ટ્રીય કોંગ્રેસને ભાંગવા કોશીષ કરી. અમે એની સામે મેદાને પડયા ને ખુદ બંગાળમાં એની બાજી નિષ્ફળ બનાવી. એ દિવસોમાં જયપ્રકાશ નારાયણે અમારી સામે લડવા કોશીષ કરી; પણ તેમ કરતાં તેની નીતિની પોકળતા સાબીત થઇ. આખા કોંગ્રેસ સમાજવાદી પક્ષમાંથી બધા દેશભકતો આવી અમારા પક્ષમાં ભળી ગયા !

**યુધ્ધનો અગ્નિ પ્રજવળી ઉઠયો.** આપણા માભોમની સલામતી અને મુક્તિનો સવાલ મુખ્ય બની ગયો. દેશમાં સત્તા નોકરશાહોના હાથમાં હતી. જ્યારે એ ઘડીની મુખ્ય જરૂરત એ હતી કે રાષ્ટ્રીય નેતાઓના હાથમાં સરકાર આવે.

● પણ કમનસીબી તો એ હતી કે દેશના બે મુખ્ય રાજકીય પક્ષો એક નહોતા. તેઓ એક બીજા સામે મોં ફેરવી બેઠા

હતા. છેલ્લાં છેલ્લાં વરસોમાં કોંગ્રેસે વિરાટ પગલાં ભર્યાં હતાં; પણ લીગ જરાય પાછળ રહી નહોતી. લીગનો પણ જબરજસ્ત વિકાસ થયો હતો. મોટા ભાગના કોંગ્રેસજનોના મગજમાં તો હજી જુનું ચિત્ર રમી રહ્યું હતું—ને, તેમાં લીગ તો મુસ્લિમ ધનવાનોની સંસ્થા હતી.

● **તે દિવસોમાં મુસ્લિમ આમ જનતા લીગના ઝંડા તળે સંગઠિત થઈ રહી હતી. લીગે સંપૂર્ણ આઝાદીને પોતાનું ધ્યેય બનાવ્યું હતું.** લીગમાં થઈ રહેલું આ પરિવર્તન દેખી એનો સ્વીકાર કરનાર અમે સૌથી પહેલા હતા. અમારા પક્ષની અંદર અમે સંખ્યાબંધ ચર્ચાઓ કરીને ૧૯૪૧–૪૨ માં અમે નિર્ણય પર આવી ગયાઃ મુસ્લિમ પ્રજાઓની આઝાદીની ઝંખનાનું પ્રતિનિધિત્વ લીગ ધરાવી રહી હતી. એની ભૂમિકા શાહીવાદ વિરોધી હતી. પાકિસ્તાનની એની માંગનો અર્ક તો પ્રજાઓનો સ્વનિર્ણય હતો. ને આઝાદીના પ્રથમ પગલાં તરીકે શાહીવાદી મડાગાંઠને તોડવા કોંગ્રેસ તથા લીગનો સંયુક્ત મોરચો ઉભો થવો જોઇએ.

૧૯૪૧–૪૨ ના એ દિવસો પછી તરતજ અમે કોંગ્રેસ–લીગ એકતા માટે આંદોલનનો પ્રારંભ કર્યો. તે વખતે અમારા પર સસ્તી ગાળો વરસવા માંડી. "રાષ્ટ્રીય સંગ્રામ" આવી રહ્યો છે તેમાંથી તમારે છટકવું છે માટે તમે આ લીગ–કોંગ્રેસ એકતાનું અશક્ય સૂત્ર ઉચ્ચારો છો એવો આરોપ અમારા પર થયો. આ વાતને બે વરસ વીતી ગયાં. લડત નિષ્ફળ ગઈ ને પ્રમાણિક દેશભક્તોને દેખાવા લાગ્યું કે આજની મડાગાંઠમાંથી નીકળવાનો એક માત્ર વ્યવહારૂ માર્ગ કોંગ્રેસ—લીગ એકતાનો છે. ૧૯૪૪ ના સપ્ટેમ્બરમાં ગાંધીજી તથા જિન્ના સાહેબ મળ્યા પણ ખરા. ને ત્યારે પ્રજાએ ખૂબ ખૂબ ઉત્સાહ યે બતાવ્યો. ૧૯૪૨ ના ઓગસ્ટમાં એ. આઇ. સી. સી. ની સભા મળી ત્યારે 'લડત' શરૂ કરવા માટે જેટલો પ્રજાકીય ઉત્સાહ હતો તેટલો જ ઉત્સાહ આ મુલાકાત વેળા હતો !

ઉપરની હકીકત રજુ કરવા પાછળ મારો એમ કહેવાનો આશય નથી કે કમ્યુનિસ્ટોએ દીશા ચીંધી ને કોંગ્રેસે એ રસ્તો અપનાવ્યો. એ તો ઉદ્ધતાઇ કહેવાય. મને ખબર છે કે કોંગ્રેસજનોએ જુદાં જુદાં રાષ્ટ્રવ્યાપી જનઆંદોલનોમાંથી મેળવેલા પોતાના અનુભવોથી જ રાહ બદલ્યો હતો. હું તો માત્ર એટલું જ સૂચન કરવા માંગું છું કે **અમારા માર્કસવાદે અમને એ સત્ય આગળથી જોવાની દૃષ્ટિ આપી હતી. કોંગ્રેસજનોએ પોતે એ સત્ય પાછળથી જોયું.**

અમે કશી ઉધ્ધતાઇ બતાવતા નથી. ઉલ્ટાનું, અમારા પક્ષમાં અમે ઘણીવાર ચર્ચા કરીએ છીએ કે જો અમારૂં માર્કસવાદી જ્ઞાન વધુ વેધક હોત ને અમારો પક્ષ વધુ બળવાન હોત—એટલે કે અમે છીએ તેથી યે વધુ સારા કમ્યુનિસ્ટ હોત તો આપણી પ્રજાને અમે કેટ કેટલી યાતનાઓમાંથી બચાવી લઇ શકત! કેટકેટલી ઝડપથી રાષ્ટ્રીય આંદોલનનો વિકાસ સાધી શકત! સાચા કમ્યુનિસ્ટને એના સિદ્ધાંતો માટે ઘણું અભિમાન હોય છે; પણ એની પોતાની જાતને વિષે એ ખૂબ જ નમ્ર હોય છે.

અમે કમ્યુનિસ્ટો તો આપણા રાષ્ટ્રીય આંદોલનમાં પરદેશી તત્વ છીએ એવી બૂમો પાડતા અમારા ટીકાકારોને ઉત્તર આપવા જ હું ઉપરની હકીકતો પર લક્ષ ખેંચું છું. મેં ઉપર જેની આછી રેખાઓ દોરી છે તે રાષ્ટ્રીય આંદોલનનો વિકાસ આપણને શું કહે છે ? **એ વિકાસની કથા એટલું તો**

**આજ બતાવે છે કે રાષ્ટ્રીય આંદોલનમાં વિદેશી તત્વ હોવાને બદલે અમે તો એનો એક આંતરિક ભાગ છીએ; રાષ્ટ્રીય આંદોલનને પાછળ ધકેલવાને બદલે અમે હમેશાં એને આગે બઢાવવાની કોશીષ કરી છે. એમાં ભાગલા પાડવાને બદલે એને વધુ ને વધુ એક કરવા અમે અમારી સર્વ શક્તિ ન્યોચ્છાવર કરી છે.**

આજે આપણા રાષ્ટ્રીય કાર્યક્રમનાં મુખ્ય સૂત્રો—આઝાદી, લોકશાહી અને સ્વનિર્ણયનો સાદ ઘેર ઘેર ગૂંજે છે. પણ એની પાછળ વીસ વીસ વરસના વિવાદનો ઇતિહાસ પડયો છે. અને સત્યને સ્વીકારવા જે કોઈ તૈયાર છે તે કબૂલ્યા વિના રહેશે નહિ કે પાછળથી સમગ્ર કોંગ્રેસે દેશ માટે સૌથી શ્રેષ્ઠ ગણી જે સ્વીકાર્યું છે તેનો ઉચ્ચાર કરનાર અને પ્રચાર કરનાર પ્રથમ તો કમ્યુનિસ્ટો જ હતા.

**અમારા ટીકાકારો કહે છે કે અમે કોંગ્રેસમાં વિદેશી તત્વ છીએ. શું આ બધી હકીકતો એ વાત પૂરવાર કરે છે? નહિ જ આ હકીકતો એ વાત સાબિત કરે છે કે કોંગ્રેસના સાચા અને ખમીરશીલ સંતાનો હોવાનો કમ્યુનિસ્ટોનો દાવો તદન સાચો છે.**

# ૨: લોકયુધ્ધ અને હિંદી જનતા

આધુનિક ઇતિહાસ પર થોડો વિચાર કર્યા પછી કોંગ્રેસજનોનો મોટો ભાગ અમારી ઉપરની વાતો સ્વીકારે છે; પણ સાથે સાથે પ્રશ્ન કરે છે: તમે જ્યારથી આ યુદ્ધને લોકયુધ્ધ કહેવા માંડયું ત્યારથી જ ખરી મોકાણ શરૂ થઈ છે. તેમની વાત સાચી છે. પણ મુખ્ય વસ્તુ એ છે કે આપણે પરસ્પરનું દષ્ટિબિંદુ સમજી એક બની શકીએ તેવી રીતે આ લોકયુદ્ધના પ્રશ્નની ચર્ચા કરવાની છે.

કમ્યુનિઝમ, સમગ્ર દુનિયાને લક્ષમાં રાખીને તેને સમજવા માટેનું એક ઐતિહાસિક દષ્ટિબિંદુ છે. અમને લાગે છે કે, અમારા પોતાના દેશના બનાવોનું વધારે સાચું મૂલ્યાંકન કરવાની એ અમને શક્તિ આપે છે. એ માટે જ અમે એનો સ્વીકાર કરીએ છીએ. અત્યારના વિશ્વયુદ્ધને સમજવાનો અમારો તરીકો એને લોકયુદ્ધ ગણવાનો છે. **લોકયુદ્ધના પ્રશ્ન પર** બિનકમ્યુનિસ્ટો અમારી સાથે **સહમત થાય જ થાય એવી અમે આશા રાખતા પણ નથી.** અમને ખબર છે કે આપણા દેશ પરની બ્રિટિશ ધોંસરી યુદ્ધના સાચા સ્વરૂપને છાવરી દે છે.

લોકયુધ્ધના પ્રશ્નની મૂળભૂત ચર્ચા કરવા માટે આ લેખમાં પૂરતી જગા નથી. પણ એટલું સમજવું જરૂરી છે કે, જ્યારે અમે કહીએ કે આ લોકયુધ્ધ છે ત્યારે અમે જગતના ઐતિહાસિક બનાવનું કમ્યુનિસ્ટ દષ્ટિએ મૂલ્યાંકન કરીએ છીએ. હવે, દુનિયાની સ્થિતિમાં થયેલ પરિવર્તન પ્રમાણે આપણા રાષ્ટ્રીય આંદોલનમાં પણ પરિવર્તન આણવું જોઈએ એ વિષે હું ટૂંકાણમાં કહેવા માંડીશ તો પણ, કોંગ્રેસજનો મને કહેશે કે તમારા પોતાના

દેશ કરતાં તમને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની વધુ પડી લાગે છે. એમની દલીલ તો એ જ છે કે જ્યાં સુધી હિંદ ગુલામ છે ત્યાં સુધી આ લોકયુદ્ધ હોઇ શકે જ નહિ. આની સામે જો હું તેમને કહું કે તમારી દૃષ્ટિમાં હજુ ઓગણીસમી સદીની દુનિયા જ જીવે છે; બ્રિટનની મુશ્કેલી એ જ આપણી તક છે એમ માનનાર તમે સંકુચિત મનના રાષ્ટ્રવાદી છો અને તમારૂં દૃષ્ટિબિંદુ જૂનું થઈ ગયું છે—તો તેમને લાગશે કે હું તેમને ગાળો દઇ રહ્યો છું.

> **આઝાદીના સંગ્રામના** સાથી લડવૈયાઓ વચ્ચે સમગ્ર વિશ્વને મુંઝાવનાર કોઇ બનાવ વિષે મતભેદ થાય ત્યારે સૌથી સારો રસ્તો એ છે કે આપણા બંનેના દૃષ્ટિબિંદુની પરીક્ષા કરવી; આ પરીક્ષા એ છે કે આપણે બંને જે માનીએ છીએ તેનો અમલ કરવો; આપણા મંતવ્ય પ્રમાણે વર્તમાન સંજોગોમાં આપણી શી ફરજ છે તે સાફ રજુ કરવી; ને જોવું કે ઈતિહાસે કોની વાત સાચી ઠેરવી છે.

● હિટલરે સોવિયેત સંઘ પર હુમલો કર્યો ત્યારે કોંગ્રેસજનોએ કહ્યું કે આપણે સોવિયેતને કશી મદદ કરી શકીએ નહિ, માત્ર નૈતિક સહાનુભૂતિ જ બતાવી શકીએ. એ વાતને આજે ત્રણથી ય વધુ વરસ વીતી ગયાં છે. આજે તો એ વાત સાફ થઈ ચૂકી છે કે સોવિયેતને મદદ કરવાનો એ પ્રશ્ન નહોતો; સોવિયેત તો પોતાની જાતને સંભાળવા શકિતમાન હતું ને તેથી આગળ વધીને ય એણે ઘણું કર્યું છે! તે વખતે સોવિયેત સંઘ વિષે કોંગ્રેસજનોની જે માન્યતા હતી તેમાંથી કેટલું બધું આજે ખોટું પૂરવાર થયું છે?

● જપાનીઓ આપણા દરવાજા ખખડાવી રહ્યા હતા ત્યારે કોંગ્રેસજનોએ કહ્યું કે જો રાષ્ટ્રીય સરકાર ન હોય તો આપણે દેશનો બચાવ કરી શકીએ નહિ. ૧૯૪૨ માં ખુદ પંડિત નહેરૂનાં જપાન–વિરોધી ભાષણોયે લોકપ્રિય બનતાં અટકયાં. કોંગ્રેસના નેતાઓએ આઝાદી માટે અંતમાં એક માર્ગ અપનાવ્યો પણ ખરો! એ પછી આજે હવે આપણા મુલ્કની શી સ્થિતિ છે?

● **અનાજ સંકટનાં વાદળાં ઘેરાયાં** ત્યારે મોટા ભાગના કોંગ્રેસજનોએ કહ્યું કે આપણે સરકાર સાથે સહકાર કરી શકીએ નહિ. આનો અર્થ એટલો જ થયો છે કે જનતાને એના ભાવિ પર છોડી એને નોકરશાહો, નફાખોરો તથા સંઘરાખોરોના પંજામાં તરફડવા દેવી—આ વાત શું આજે દિવા જેવી સાફ નથી?

**હિટલરે સોવિયેત સંઘ પર હલ્લો** કર્યો ત્યારે અમને સમજાયું કે હવે પ્રશ્ન જગત ફાસિવાદ વિરૂદ્ધ વિશ્વ-સ્વાતંત્ર્યનો થઇ ગયો છે. અમે લોકયુદ્ધની વાત કરી તેમાં ઝુકાવવા કહ્યું ત્યારે સોવિયેત સંઘને મદદ કરવાને માટે અમે એમ કહેતા નહોતા. ઉલ્ટાનું, દુનિયાની આઝાદીપસંદ પ્રજાઓની આપણને મદદ મળે તે માટે સંજોગો સર્જાયા હતા એ વાત પર અમે લક્ષ ખેંચવા માગતા હતા. પણ ત્યારે અમારો અવાજ ઘણો મંદ હતો. ફાસિવાદ સામે તથા આઝાદી માટે જે વિશ્વ-મોરચો ખડો થઇ રહ્યો હતો તેમાં રહી હિંદી આઝાદીનો સંગ્રામ લડવા અમે એ વખતે અમારા સાથી દેશભક્તોને સમજાવી શકયા નહિ. ને આજે આપણે જોઈ શકીએ છીએ કે કમભાગ્યે આપણું પોતાનું આઝાદી આંદોલન છિન્નભિન્ન થઈ રહ્યું છે; જ્યારે દુનિયાના બીજા બધા દેશો આગળ ધપી રહ્યા છે.

**જપાનીઓ દેશનાં કમાડ ખખડાવી** રહ્યા હતા ત્યારે અમે કહ્યું કે,

આપણા વતન પર જે જબ્બર આફત આવી છે તેને જ લઇને આપણા ઉજ્વળ ભાવિ માટે ય જબ્બર તક પણ પેદા થઈ છે. આપણા દેશાભિમાની પક્ષો સમક્ષ ભૂતકાળના મતભેદોને દફનાવી એક બની, રાષ્ટ્રીય રક્ષણ માટે રાષ્ટ્રીય સરકાર જીતવાની આ તક છે. આફતનાં ઝઝૂમતાં વાદળાંઓ જોઈ આપણા મુખ્ય રાજકીય પક્ષોના નેતાઓ એક બીજાની વધુ નિકટ આવ્યા નહિ; તેમણે તો બ્રિટિશ સરકાર સામે મોં ફેરવ્યું તથા એકપક્ષી સમાધાન ચાહ્યું. પરિણામે, સ્વાભાવિક રીતે જ શાહીવાદી રાજકર્તાઓએ એક પક્ષના દાવા સામે બીજા પક્ષના દાવાને રજુ કરી બંનેના દાવા ઉડાવી દીધા.

આર્થિક કટોકટીને પરિણામે ભાવ આકાશે ચઢયા, ભૂખમરો ફેલાયો, રોગચાળો પ્રસર્યો. ત્યારે અમે વિનવણી કરી કે રાજકીય મતભેદને કોરાણે મૂકી પ્રજાની સેવા કરવાના એક માત્ર હેતુથી એક બનો! આપણા રાજકીય પક્ષો નફેબાજો તથા સંઘરાખોરો સામે પ્રજાને જાગૃત કરે તો આપણા સામાજિક જીવનમાં ફેલાતો સડો રોકી શકશે; પ્રજાના લોહીમાંથી હિંદી વેપારીઓ તથા ઉદ્યોગપતિઓની એક નાનકડી ટોળકી અઢળક નફો કરી રહી છે તેને બંધ કરાવી શકાશે એવી અમે દલીલ કરી. અમે એવી પણ વિનવણી કરી કે જો આપણા દેશાભિમાની પક્ષો પ્રજાને સ્વાશ્રયી બનાવવા પ્રેરશે તો ભૂખમરો અને યાતના બંનેને દૂર હઠાવી શકશે. જ્યાં દેશભક્તો પ્રજાને સંગઠિત કરી શકે છે ત્યાં નોકરશાહોને નમાવી શકાય છે એ પણ અમે સ્વાનુભવ પરથી દેખાડી શકયા.

યુદ્ધનો પ્રશ્ન તો સર્વવ્યાપી છે. આપણને ગમે કે ન ગમે, પણ આપણા બધાનું ભાવિ એનાથી જ નક્કી થઈ રહ્યું છે તથા એના કારણે જ આજે બધું બની રહ્યું છે.

અમે એમ માનીએ છીએ કે કોંગ્રેસના નેતાઓએ યુદ્ધ પરત્વે નકારાત્મક નીતિ અપનાવી તેથી તેઓ અનિવાર્ય રીતે નકારાત્મક રાજકીય નીતિ તરફ ઘસડાયા. એનું પરિણામ એ આવ્યું કે દેશ સમક્ષના પ્રશ્નો સંબંધે તેમણે ઉમદા ભાષણો આપ્યાં પણ કશું કર્યું નહિ. "કશું થઈ શકે તેમ નથી"–તેમની આ નીતિ બની. જ્યાં સુધી અમને આઝાદ કરવામાં ન આવે ત્યાંસુધી અમે વિશ્વ-આઝાદીના મોરચે જોડાઇ શકીએ નહિ; બ્રિટિશરો હિંદ છોડી ન જાય ત્યાં સુધી અમે દેશની રક્ષા કરી શકીએ નહિ; અમે પોતે સરકાર સ્થાપી ન શકીએ ત્યાં સુધી અમે પ્રજાને નફેબાજો તથા સંઘરાખોરોના પંજામાંથી છોડાવી શકીએ નહિ. **ટુંકમાં, બીજાઓ આપણા માટે અનુકુળ સંજોગો સર્જશે એવી માન્યતા પ્રચલિત થઈ. આવું કદી પણ સાથેસાથ જીંદગીમાં બનતું નથી; આ માર્ગે ઈતિહાસનું ઘડતર કદી થઈ શકતું નથી.**

અમે માનીએ છીએ કે યુદ્ધ વિષેના અમારા ખ્યાલો સાચા હતા અને તેથી અમે દરેક પ્રશ્ન પર નક્કર સૂચનો કરી શકયા. આજે અમારા સાથી દેશભક્તો એ જ નીતિ તરફ જઈ રહ્યા છે એ જોઇને અમારી નીતિમાં અમારો વિશ્વાસ દૃઢ થયો છે. ગાંધીજી તથા જિન્ના સાહેબ મળી શકે તે પહેલાં ભારતને બે વરસ સુધી નર્કની યાતના સહેવી પડી; તથા ગાંધીજી તેમજ જિન્ના સાહેબ બંનેને વેવેલ અને લિનલિથગોના મોઢેથી ઉદ્ધત જબાન સાંભળવી પડી! હા, સાચી વાત કે, એ મિલન સફળ ન થયું. પણ આજે બધા ઈચ્છે છે કે તેઓ ફરી મળે અને સફળ બને. બંગાળના દેશાભિમાની નેતાઓ, બંગાળ તબીબી રાહત મધ્યસ્થ સમિતિમાં ડો. બિધનચંદ્ર રાયના નેતૃત્વ તળે સાથે કામ કરી શકે તથા

 ૨૪૯૮૯

શ્રી.કિરણશંકર રોય, સરકારે શરૂ કરેલી અન્ન સમિતિઓમાં કોંગ્રેસી કાર્યકરોને જોડાવા પરિપત્ર મોકલે તે પહેલાં તો પાંત્રીસ લાખ બંગવાસી ભાંડુઓનું તર્પણ ચડાવવું પડ્યું!! આ ગમખ્વાર બનાવોને કેમ ભૂલી શકાય?

**યુધ્ધ પ્રત્યે નકારાત્મક વલણ લેવાથી બીજા કોંગ્રેસજનો "કશું જ થઇ શકે તેમ નથી" તે નિર્ણય પર આવ્યા; યુદ્ધ પરત્વે નક્કર વલણ લેવાથી અમે એ નિર્ણય પર આવ્યા કે ઘણું થઈ શકે તેમ છે.** આ બેમાંથી કઇ નીતિ પ્રજામાં વધુ વિશ્વાસ વ્યક્ત કરે છે? કઇ નીતિ ખુદ કોંગ્રેસની ઉજ્જવલ પ્રણાલિકા ચાલુ રાખે છે?

કોંગ્રેસમાં જ નાનડિયા જુવાનો તરીકે અમે અમારી પ્રજાને ચાહતાં શીખ્યા, અમારા રાષ્ટ્રીય આંદોલનમાં અસીમ વિશ્વાસ ધરાવતા થયા. પણ હવે આજે અમે જોઇએ છીએ કે અમારા કોંગ્રેસના વડેરા નેતાઓ દલીલ કરે છે: તમે આ યુધ્ધને લોકયુદ્ધ કહો છો, માટે તમે લોકોની વિરૂધ્ધ જાવ છો! યુદ્ધ પ્રયાસો વિદેશી સરકારના હાથમાં છે ત્યારે યુધ્ધને ટેકો આપીને તો તમે સરકારને પક્ષે જઈ બેસો છો! ત્યારે અમારે તેમને નમ્રતાથી કહેવું પડે છે કે રાજકારણ પંતુજીના તર્કશાસ્ત્ર જેવું નથી. લોકયુધ્ધ જેવાં જે **સૂત્રોને તમે સમજતા નથી તે વાપરવાં બંધ કરી તમે એવી એક વસ્તુ તો બતાવો કે જે અમે કમ્યુનિસ્ટોએ જનતાને કરવા કહ્યું હોય ને એ જનતાના હિત વિરૂદ્ધ** હોય! એવી એક વાત તો બતાવો કે જે કરવા અમે રાષ્ટ્રીય આંદોલનને કહી રહ્યા હોઇએ ને જે જનતાના હિતના ધોરણે દેશાભિમાનની ખિલાફ કે રાજકીય નીતિની વિરૂધ્ધ હોય! આ ધોરણ તો ખુદ કોંગ્રેસે જ બાંધ્યું છે. આવી એક વાત પણ તેઓ બતાવી આપે તો અમે તેમને સંતોષકારી જવાબ આપવા હરહંમેશ તત્પર છીએ.

એમને અમારી અરજ એ છે કે, અમારી રાષ્ટ્રીય નીતિના ધોરણ પર બધા દેશભક્તોએ અમારી કિંમત આંકવી જોઈએ. અને એમાંય સૌથી વધુ મહત્વની વાત તો અમે જનતામાં કેટલું કામ કરીએ છીએ તેને ગણવી જોઇએ. આ પછીય એમને અમારી સાથે મતભેદ હોઇ શકે; પણ અમે દેશભક્ત નથી એમ તો તેઓ નહિ જ કહી શકે; અને, પરિસ્થિતિની બધી મુશ્કેલીઓનો સામનો કરીને પણ અમે જનતાની સતત સેવા કર્યા કરીએ છીએ તે વાતનો તો તેઓ સ્વીકાર કરશે જ કરશે.

# ૩: આઠમી ઓગસ્ટનો ઠરાવ

**અમારા પરનો ખૂબ જ ગવાએલ** આરોપ એ છે કે અમે ૮મી ઓગસ્ટના ઠરાવનો વિરોધ કર્યો હતો. એ યાદ કરવું જરૂરી છે કે ઠરાવના મુખ્ય ભાગને અમે પૂરા દિલથી ટેકો આપ્યો હતો. એ ઠરાવમાં વ્યક્ત થયેલ ફાસિવાદ સામેનો બળબળતો ધિક્કાર; સંયુકત રાષ્ટ્રોના ધ્યેય માટે સહાનુભૂતિની જાહેરાત; જપાની આક્રમણકાર સામે સશસ્ત્ર અને અહિંસક સામના-યુદ્ધ સંગઠિત કરવાનું નિર્વિવાદ વચન; અને

રાષ્ટ્રીય સરકાર માટેની માંગ–આટલી વસ્તુ ઠરાવના મુખ્ય ભાગમાં હતી.

એ. આઇ. સી. સી. ની એ સભામાં હાજર રહેલા સિવાયના ખૂબ થોડાક જ સક્રિય કોંગ્રેસજનોને ખબર છે કે અમે એ ઠરાવ પર શા શા સુધારા રજુ કર્યા હતા. કારણ, હાજર રહેલ સભ્યો તો તરત જ જેલમાં ધકેલાઈ ગયા હતા. **પરિશિષ્ટ : ૧**માં અમે મૂળ ઠરાવ તથા અમારા સુધારાઓને ફરી વાર રજુ કરીએ છીએ.

અમારો પહેલો સુધારો આઝાદ હિંદના બંધારણ વિષે છે. **મૌલાના આઝાદે** એ. આઇ. સી. સી. ના કમ્યુનિસ્ટ સભ્યોમાંથી **સજ્જાદ ઝહીરને** બોલાવી કહ્યું કે હું તમને ખાત્રી આપું છું કે અધિવેશન પછી તરતજ ગાંધીજી જિન્ના સાહેબને મળવાના છે; એટલે આ સુધારો રજુ કરી તમારે ગાંધીજીના હાથ અગાઉથી બાંધવા નહિ. અમારૂં મંતવ્ય એ હતું કે માત્ર ભલાઇની ભાવનાથી રાષ્ટ્રીય એકતા હાંસલ થઈ શકશે નહિ. સ્વનિર્ણયના અધિકારની માંગ કાં તો ન્યાયી અને લોકશાહી છે, કાં તો એ ન્યાયી અને લોકશાહી નથી. જો એ ન્યાયી તથા લોકશાહી ન હોય તો તો પછી જિન્ના સાહેબ સાથે સોદો કરવાનો કોઈ પ્રશ્ન જ રહેતો નથી. ગાંધીજીએ સ્વનિર્ણયના અધિકાર અને છુટા પડવાના હક્કની કબૂલાત સાથે જિન્ના સાહેબને મળવું જોઇએ. અને આ જ રસ્તે કોંગ્રેસ–લીગ સમજુતી થઈ શકવાના સંજોગો સર્જાય તેમ હતા. એટલે અમે અમારો સુધારો રજુ કર્યો.

**ભૂતકાળમાં પણ અમે સુધારા રજુ કરેલા.** કોંગ્રેસે કામદારો તથા કિસાનોની માંગોને અપનાવી લેવી જોઇએ એ સુધારો પણ અમે અગાઉ રજુ કર્યો હતો. જે શ્રધ્ધાથી અમે એ સુધારો રજુ કર્યો હતો એ જ શ્રધ્ધાથી ૮ મી ઓગસ્ટે પણ અમે ઉપરનો સુધારો રજુ કર્યો. કારણ, અમને વિશ્વાસ હતો કે શોષિત પ્રજાના હક્ક વ્યાજબી છે. કોંગ્રેસ દેશમાં ન્યાય માટે લડી રહી છે; અને, મુસ્લિમોને ન્યાય કરવાનો એ ઇન્કાર કરી શકે નહિ.

અલબત્ત, અમારો સુધારો ઉડી ગયો. પણ અમે અમારૂં દ્રષ્ટિબિંદુ રજુ કર્યું. કારણ, અમારી તો ખાત્રી હતી કે, મુસ્લિમોની માંગ સમજાવવાનો અમે જેટલો વધુ સતત પ્રયાસ કરીશું તેટલી વધુ જલદી કોંગ્રેસ એનો સ્વીકાર કરશે.

ગાંધીજી ત્યારે તો જિન્ના સાહેબને મળી શકયા નહિ. કારણ, લિનલિથગોએ તેમને જેલમાં પૂર્યા. **પણ જ્યારે છુટીને તેઓ જિન્ના સાહેબને મળવા ગયા ત્યારે તેમણે ચર્ચાની ભૂમિકા તરીકે સ્વનિર્ણયના અધિકારનો સ્વીકાર કરી લીધો હતો.** આ જ વાત અમે '૪૨ ના ૮ ઓગસ્ટને દિને કહી હતી.

મારી કોંગ્રેસજનોને વિનંતી છે કે તેઓ આ સુધારાઓને ઝીણવટથી વાંચે. ગાંધી-જિન્ના વાટાઘાટ દરમિયાન ગાંધીજીએ પોતે જે વસ્તુ સ્વીકારી છે તેથી વધુ કશું પણ આ સુધારાઓ દ્વારા અમે કહ્યું નથી. આમાં અપવાદ એટલો જ છે કે સ્વનિર્ણયનો અધિકાર કેવી પ્રજા માગી શકે ને ભોગવી શકે તેની વૈજ્ઞાનિક વ્યાખ્યા અમે તેમાં આપી હતી.

**બીજો સુધારો ૮ ઓગસ્ટના ઠરાવના** ક્રિયાત્મક ભાગ સંબંધે હતો; "લડતની ધમકી"ની વાત મૂકી દઈ, હિંદના ૪૦ કરોડને જાગૃત કરવા કોંગ્રેસ–લીગ એકતા ઘડવાનો નિર્ણય લેવો એવો અમારો સુધારો હતો. અમે એ વિષેનો મૂળ ભાગ તથા અમારો સુધારો આ સાથે છાપીએ છીએ.

સાથી કોંગ્રેસજનોને અમારી સાથે મત-

ભેદ હોઇ શકે; એ વખતે આ વાત પ્રિય નહોતી એની અમને ખબર છે.

પણ મૂળ ઠરાવને રજુ કરનાર પંડિતજી કે એને ટેકો આપનાર સરદાર કે કોંગ્રેસ સોશિયાલિસ્ટો સુદ્ધાંના કોઈ પણ એ. આઇ. સી. સી. સભ્યે એને દેશવિરોધી કે કોંગ્રેસની પ્રણાલિકાની સામે જતો સુધારો કહ્યો ન હતો.

અધિવેશનની સમાપ્તિ પહેલાં ગાંધીજી **બોલ્યા. ને સૌથી પ્રારંભમાં તેમણે કહ્યું કે, એ. આઈ. સી. સી. ના કમ્યુનિસ્ટ સભ્યોને પોતાનો દૃઢ મત રજુ કરવાની** હિંમત માટે હું અભિનંદન આપું છું.

ઠરાવને અમલમાં મૂકવાની તક તો ગાંધીજીને પોતાને પણ મળી નહિ. પણ બે વરસ બાદ દેશને દિશા ચીંધવા તેઓ બહાર આવ્યા. '૪૨માં કોંગ્રેસ–લીગ સંયુક્ત મોરચો રચવા જે કાર્ય કરવાનું અમે કહેતા હતા તે જ તેમણે ઉપાડયું.

આ શું બતાવે છે? એથી એમ પૂરવાર થાય છે કે અમે કોંગ્રેસ વિરોધીઓ છીએ? કે પછી એથી એમ પૂરવાર થાય છે કે જેઓ સમગ્ર દેશ માટે વિચાર કરે છે, ભારે ઉશ્કેરાટની ઘડીમાં પણ મગજ ઠંડુ રાખી વિચાર કરે છે, ને પોતાના દિલમાં જલતી દેશદાઝની જ્વાળા પર નિર્ભર બની લોકોમાં અપ્રિય થતાં પણ ડરતા નથી એવા અમે કોંગ્રેસના જ સાચા બેટાઓ છીએ?

એ યાદ કરવું જરૂરી છે કે ઠરાવના આ ક્રિયાત્મક ભાગને પરિણામે દેશ આજે કયાં જઇ પડયો છે? એમ કહેવાથી કાંઇ વળવાનું નથી કે સરકારે એકાએક હલ્લો કર્યો. એની પાસેથી એ સિવાય બીજી શાની આશા હતી? રાજકીય નેતૃત્વની એ પરીક્ષા હતી. માત્ર ભોટ લોકો જ બીજા કશાની આશા રાખી શકે.

**"વિજવેગી ટૂંકી લડત"—તે દિવસોના આ પ્રચલિત સૂત્રનું પરિણામ શું આવ્યું? એક કરૂણ અને હતાશાજનક ઘટના બની ચૂકી. ને તે દિવસોમાં આ અમંગળ ભાવિની આગાહી કરી, ચેતવણી આપવાનું કામ અમારે–કમ્યુનિસ્ટ કોંગ્રેસજનોને શીરે આવ્યું હતું.**

અમારા સાથી દેશભક્તો અમારી રાજકીય દુરંદેશી દૃષ્ટિ માટે અમને અભિનંદન આપે તેવી આશા અમારે રાખવી ખરી? કે પછી ગાંધીજીથી માંડી દરેક કોંગ્રેસ નેતાએ જેના વિષે કહ્યું છે કે, એ લડત કોંગ્રેસની લડત નહોતી—તેવી લડતમાં ભાગ ન લેવા માટે અમને ગાળો જ પડવી જોઇએ?

# ૪: ૯ ઓગસ્ટ પછીના બનાવો

**૯મી ઓગસ્ટે સરકારે ઘા વીંઝયો ને** કોંગ્રેસના નેતાઓ તથા કાર્યકરો ઝડપાઇ ગયા! આજે છુટયા પછી કોંગ્રેસજનોના મોટા ભાગને ખબર પડી છે કે પોતાની ધરપકડ પછી શું બન્યું હતું. પણ અમે તેમની ગેરહાજરીમાં શું શું કર્યું તે વિષે તેમને મળેલા અહેવાલો તો પૂર્વગ્રહથી ભરપૂર હતા. તેમની ગેરહાજરીમાં અમે શું કર્યું એ વિષે તેમને સાચો ખ્યાલ આવે એ માટે, ગાંધીજીના પત્રોમાંથી અવતરણો, વાઈસરોય પરનો મૌલાના આઝાદનો બહાર પડેલ પત્ર તથા મારા

પોતાનાં નિવેદનો ને અમારા સત્તાવાર મુખ-પત્ર 'લોકયુદ્ધ'ના તંત્રીલેખોમાંથી મહત્વના ભાગો **પરિશિષ્ટ: ૨**માં છાપ્યા છે. કટોકટી માટેની જવાબદારી, 'લડત'નું સ્વરૂપ, મડાગાંઠ તથા હવે શો ઉકેલ છે—આ મહત્વના રાજકીય સવાલોના સબંધમાં આ લખાણો છે.

નેતાઓ કારાવાસમાં પૂરાયા પછી કોંગ્રેસ તરફથી કશી પણ સત્તાવાર દોરવણી નહોતી. અમારે ને બીજા કોંગ્રેસજનોને અમારી મેળે વિચાર કરી પગલાં ભરવાનાં હતાં. આ જે પરિશિષ્ટમાં છાપેલાં લખાણો અમે લખ્યાં ત્યારે ગાંધીજી કે કારોબારી તરફથી મૌલાના આઝાદ વાઈસરોયને શું લખી રહ્યા હતા તે વિષે ન તો દેશને કશી ખબર હતી કે ન તો અમને !

નિષ્પક્ષભાવે આ અવતરણોને વાંચી જવાની મારી અપીલ છે. જણાયા વિના રહેશે નહિ કે અમારાં લખાણો તથા નેતાઓનાં સત્તાવાર લખાણો વચ્ચે ઘણું સામ્ય છે. **તેમાં વપરાયેલી દલીલો જ નહિ, તેમાં વ્યક્ત થયેલી લાગણીઓ જ માત્ર નહિ, પણ ઘણી વાર તો શબ્દો પણ એના એ જ છે. ને એનું કારણ માત્ર એટલું જ છે કે અમે કોંગ્રેસના વફાદાર બેટાઓ છીએ ને અમારી પાર્ટીએ, અમારૂં રાજકીય મૂલ્યાંકન અમારી મેળે જ કરતાં અમને શીખવ્યું છે.**

● નેતાઓને પકડી લોકોને ઉશ્કેરી દેશમાં આગ ચાંપવાની જવાબદારી અમે વ્યાજબી રીતે સરકારને શીરે જ ચોંટાડી છે.

● હિંસા અને ભાંગફોડની ચળવળ ફેલાતી અટકે તે માટે અમે અમારી બધી તાકાત લગાવી દીધી; એ ચળવળ ચલાવનારાઓના ફાંસલામાંથી જેટલા બની શકયા તેટલા જુવાનોને અમે બચાવ્યા.

● કોંગ્રેસનું નામ વાપરી આ ચળવળને કોંગ્રેસની લડત કહેનાર આદમીઓનો બુરખો ચીરી અમે તેમનું સાચું સ્વરૂપ દેખાડયું. ગાંધીજીએ લિનલિથગો પરના પત્રોમાં આ વાત સાફ કરી હતી. પરંતુ, લિનલિથગો પરના ગાંધીજીના પત્ર પ્રસિદ્ધ થયા તે પહેલાં અમે આ વિકટ કાર્ય બજાવ્યું હતું.

● લડત નિષ્ફળ ગયા પછી પ્રજાની બ્રિટિશ વિરોધી દેશાભિમાની લાગણી જપાનની તરફદારી કરવા ન માંડે તે માટે અમે ઝુંબેશ ચલાવી હતી.

● કોંગ્રેસ તો જપાન તરફી છે તેવી સરકારની બદનામી સામે અમોએ આંદોલન ચલાવી, કોંગ્રેસની ફાસિવાદ વિરોધી જાહેરાત તથા ઠરાવોને બન્યા તેટલા ફેલાવ્યા.

● સરકારે કોંગ્રેસ પર તહોમતનામું મૂકયું કે ભાંગફોડની લડત કોંગ્રેસે સંગઠિત કરી છે; તેનો પણ અમે સણસણતો જવાબ આપ્યો.

● હિંદ બહાર બ્રિટિશ સરકારનો સત્તાવાર પ્રચાર બહુ સખ્ત હતો અને આઝાદીપસંદ પ્રજાઓમાં ગોટાળો ઘણો તીવ્ર હતો. પરિણામે, ૯મી ઓગસ્ટ પછી હિંદ બહારના હિંદના દોસ્તો ગણ્યાગાંઠયા જ રહી ગયા હતા. ત્યારે, દુનિયા ભરના અમારા બંધુ કમ્યુનિસ્ટ પક્ષો દ્વારા અમે કોંગ્રેસ સામેના આરોપોનો જવાબ આપી, રાષ્ટ્રીય માંગને લોકપ્રિય બનાવી.

**દરેક કમ્યુનિસ્ટ પક્ષના અખબારોમાં કે સભાઓમાં હિંદની રાષ્ટ્રીય સરકારની માંગને ટેકો આપી તેને લોકપ્રિય કરવામાં આવી હતી. વસ્તુતઃ પરદેશમાં કોઈએ પણ હિંદની માંગને સંપૂર્ણ ટેકો આપવા પોતપોતાના દેશમાં આંદોલન ચલાવ્યું હોય તો તે માત્ર તે દેશોના**

કમ્યુનિસ્ટ પક્ષોએ જ.

● હિંદુસ્તાનમાં અમે કોંગ્રેસ નેતાઓની મુકિત તથા રાષ્ટ્રીય સરકાર માટે સતત આંદોલન ચાલુ રાખ્યું.

● અમે લીગીજનો પાસે ગયા. "કોંગ્રેસ સાથે સમાધાન નહિ કરો ત્યાં સુધી પાકિસ્તાન આવવાનું નથી" એ તેમને સમજાવ્યું. કોંગ્રેસજનોને કહ્યું કે સ્વનિર્ણયના ધોરણ પર જ્યાં સુધી કોંગ્રેસ-લીગ સમાધાન નહિ થાય ત્યાં સુધી રાષ્ટ્રીય સરકાર આવવાની નથી. આમ બંને સમક્ષ પરસ્પરની માંગો રજુ કરી. આમ કરી અમે બંનેને રાષ્ટ્રીય એકતાના અનુસંધાનમાં પોતાની માંગનો વિચાર કરતા કર્યા.

**આજે અમારો અધિકાર છે ને અમે મુક્ત થયેલ કોંગ્રેસજનોને પૂછીએ છીએ: તમે બહાર હોત તો શું કરત? અને અમને એ જ ઉત્તરની આશા છે કે, "તમે જે કર્યું તે જ."**

અમારૂં દિલ આટલું સાફ છે; કારણ, અમે અમારી દેશાભિમાની ફરજ બજાવી છે. એટલે જ તો ગાંધીજીના પત્રો બહાર પડ્યા પહેલાં અમારી નીતિ તથા કાર્યક્રમ સામે કોંગ્રેસનું નામ વાપરનાર કોંગ્રેસ સોશિયાલિસ્ટોને કરૂણાજનક નિષ્ફળતા મળી છે. અમે અમારૂં સ્થાન ટકાવી શક્યા એટલું જ નહિ પણ અમારી અસર અને તાકાત વધ્યાં છે.

# ૫: કમ્યુનિસ્ટ વિરોધી જેહાદના નેતાઓની નીતિરીતિ

૮મી ઓગસ્ટના ઠરાવ તથા તેના પછીના બનાવો અંગેની અમારી નીતિ વિષે અમે સ્પષ્ટતા કરી છે. અમારી નીતિ તથા રાષ્ટ્રીય નેતાઓનાં મંતવ્ય વાંચ્યા પછી હવે અમારી આશા છે કે દરેકે દરેક કોંગ્રેસજન કબૂલશે કે મહત્વના દરેક મુદ્દા પર અમારૂં મંતવ્ય દેશદાઝનો પડઘો પાડે છે.

અમારા સાથી કોંગ્રેસજનો સમક્ષ અમારા પર સૌથી વધુ ગંદવાડ ઉડાડનાર કોંગ્રેસ સોશિયાલિસ્ટો છે. કોંગ્રેસમાંથી કમ્યુનિસ્ટોને અળગા કરવામાં આવે એ જેહાદમાં તેઓએ સૌથી આગળ પડતો ભાગ ભજવ્યો છે-ભજવી રહ્યા છે. તેમની અને તેમના દોસ્તોની નીતિ પર આપણે હવે દૃષ્ટિપાત કરીએ.

આજે અમારી પાસે તેમની ગેરકાયદે પુસ્તિકાઓ, ચોપાનિયાં તથા બીજાં સાહિત્યનો ગંજ ખડકાયો છે. પણ એ બધાંને બાજુ પર રાખી તેમના અગ્રગણ્ય નેતાઓનાં થોડાં જ અવતરણો હું આપીશ.

"૯ મી ઓગસ્ટ ૧૯૪૨ ના દિને જે રાષ્ટ્રીય સંગ્રામ શરૂ થયો છે તેની પાછળ કોંગ્રેસની અનુમતિ નથી તેમ કહેવું એ તો કાયર અને હલકી મનોવૃત્તિ છે." કોંગ્રેસને ગળે બધી જવાબદારીનો પથરો લટકાવવા કોશીષ કરતા ટોટનહામે આ કહ્યું નથી.

આ તો જયપ્રકાશ નારાયણની જબાન છે. છેક ૧૯૪૩ ના ઓક્ટોબર માસમાં 'આઝાદીની લડતના લડવૈયાઓને' એણે લખેલા બીજા પત્રમાંથી આ અવતરણ લીધું છે. તારીખ લક્ષમાં લેવાની જરૂર છે.

૯ ઓગસ્ટ' ૪૨ પછી જે બન્યું તેની જવાબદારી સરકારી દમનની છે તથા હિંસા અને ભાંગફોડની ચળવળ સાથે કોંગ્રેસને મુદ્દલે સંબંધ નથી એ વાત સાફ સાફ રીતે જણાવતા ગાંધીજીના લિનલિથગો પરના પત્રોને બહાર પડયાને તે વખતે પૂરા છ માસ વીત્યા હતા!

અચ્યુત પટવર્ધન અને રામ મનોહર લોહિયા "૯મી ઓગસ્ટ" નામનું છાપું કાઢતા હતા. ને તેમાં તેઓ "હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસનું પાક્ષિક મુખપત્ર" એમ લખતા હતા. ૧૯૪૪ની ૨૬મી જાન્યુઆરીએ આ સોશિયાલિસ્ટોએ "૯મી ઓગસ્ટ"માં લખ્યું: "આપણા પોતાના પ્રાથમિક સ્વાર્થ તથા સ્વરાજ માટે આપણો રાહ તો બ્રિટનના યુદ્ધ પ્રયાસો સામે સતત લડાઇ જ લડવાનો છે." આ અખબારે, દેશમાં બનેલા ભાંગફોડ તથા હિંસાના દરેક બનાવની તથા દેશની સરહદની પેલે પારના બોઝના લશ્કરની મુકત કંઠે પ્રશંસા કરી છે.

૮મી ઓગસ્ટના ઠરાવમાં જ કોંગ્રેસે સાફ જાહેર કર્યું હતું કે અમે તો સંયુકત રાષ્ટ્રો, ધરી રાજ્યો પર વિજય પ્રાપ્ત કરે તેમ ઇચ્છીએ છીએ. આઝાદ વિશ્વ માટેની લડતમાં હિંદ પોતાનો ફાળો રીતસર નોંધાવી શકે તે માટે અમારે રાષ્ટ્રીય સરકાર જોઇએ છે. જ્યારે બીજી બાજુ, જયપ્રકાશ નારાયણ તો ઈચ્છતા હતા કે જર્મનીના હાથે રશિયાનો પરાજય થાય, ચીન ટોજોને પગે પડે તથા બોઝ હિંદ પર ચડી આવે! એના પોતાના જ શબ્દો સાંભળો:

"હું તો માનું છું—ને મારી આ માન્યતા જાહેર કરવામાં મને કશો વાંધો નથી કે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિમાં પરિવર્તન ન થાય-એટલે કે, રૂસો-જર્મન સંધિ ન થાય, ચીન-જપાન વચ્ચે શાંતિ ન થાય, બ્રિટિશ સૈન્યને મોટો પરાજય ન મળે ને હિંદની ધરતી પર યુદ્ધ ન જામે ત્યાં સુધી આપણે કાંઇ મોટી વસ્તુ કરી શકવાના નથી." આગળ ચાલતાં એ જણાવે છે કે,

"બહારની મદદ એની મેળે આપણને મુકત કરી શકવાની નથી. હિંદમાં સાથી રાષ્ટ્રો તથા ધરી રાજ્યો વચ્ચે લડાઈ થાય તો તે વખતે સત્તા હસ્તગત કરવા આપણે તૈયાર રહેવું જોઇએ. જો આપણે આવો પ્રયાસ કરવા તૈયાર હોઇએ તો જ સુભાષની રાષ્ટ્રીય સેના જેવી બહારની મદદની આપણા માટે કંઈ કિંમત છે."

ટૂંકમાં, એની નીતિ સાદી હતી: આપણે ભાંગફોડ ચાલુ રાખીએ અને બોઝબાબુ હુકમ દે એ ઘડીએ જ ક્રાંતિ કરી નાખીએ; બાકીનું કામ તો એની સેના પતાવશે. આખા ય ચિત્રમાં બોઝના માલિક ટોજોને ભારે સલુકાઈથી બહાર રાખવામાં આવ્યો હતો!

કોંગ્રેસજનો બોઝને બરાબર પિછાને છે. જ્યારે કોંગ્રેસમાં પોતાની લઘુમતિ થઇ ત્યારે બોઝે હરીફ કોંગ્રેસ સ્થાપવા અને રાષ્ટ્રીય કોંગ્રેસને તોડી નાખવા કરેલી મથામણની વાત પણ તેમને યાદ છે. સિદ્ધાંતોને ઠેબે ઉડાડનાર તકવાદી બોઝને કોંગ્રેસમાંથી ફગાવી દેવાની કોંગ્રેસજનોને ફરજ પડી હતી. પણ જયપ્રકાશ નારાયણ તો એ બોઝને પાછો આવકાર આપવા તૈયારી કરે છે! એને દેશભકતનો લેબાશ પહેરાવી જયપ્રકાશ નારાયણ કહે છે: "સુભાષને કિવઝલિંગ કહી

ધિક્કારી કાઢવાનું કામ સહેલું છે...પણ રાષ્ટ્રવાદી હિંદ એને ઉત્સાહી દેશભક્ત તરીકે પિછાને છે. દેશની આઝાદીની લડતમાં એ હમેશાં આગલી હરોળમાં રહ્યા છે. પોતાના દેશને વેચી મારવા સુભાષ તૈયાર થઇ શકે તે માની શકાય તેમ નથી."

આ છે જયપ્રકાશ નારાયણ. હવે, આપણે જોઇએ કે **પંડિત જવાહરલાલ નહેરૂનો** બોઝ વિષે શો અભિપ્રાય છે :

"બોઝની સાથેની આપણી દોસ્તી ઘણાં વરસો પહેલાં તૂટી ગઈ છે. તે પછી બોઝ અને આપણે જુદી દિશામાં જ ગયા છીએ. આજે તો એની અને આપણી વચ્ચેનું અંતર ઘણું વિશાળ થઈ ગયું છે. એણે(બોઝે)સ્વીકારેલ માર્ગ તદ્દન ખોટો છે. આ વાત જાણતાં મને સુખ નથી થતું. પણ એ માર્ગે (એની યોજના) આકાર લે તો હું એનો સ્વીકાર તો ન જ કરી શકું પણ મારે એનો સામનો કરવો જ જોઇએ. કારણ, બહારથી જે કોઈ લશ્કર આવે તે તો ખરેખર જપાનીઓની સત્તા તળે જ હોઈ શકે."

"(એની સામે) લડાઈ તો શસ્ત્ર-સજ્જ સેના કરશે. આપણે ગેરિલા લડાઇ શરૂ કરવી પડશે." (૧૨ એપ્રીલ ૪૨)

**ગાંધીજીનું** પણ આ વિષય પર શું કહેવાનું છે તે આપણે જોઇએ :

"તેઓ આપણા મિત્ર છે તેવા ધરી રાજ્યોએ કરેલા દેખાવોને મેં કદી લેશ માત્ર મહત્ત્વ કે વજન આપ્યું નથી. જો તેઓ હિંદ આવશે તો તેઓ કોઇ મુક્તિદાતા તરીકે નહિ આવે પણ લૂંટમાં ભાગ પડાવવા આવવાના છે. એટલે, સુભાષ બાબુની નીતિને મારી અનુમતિ હોવાનો કોઇ પ્રશ્ન હોઈ શકે જ નહિ." (૨૧ જુન. '૪૨)

લિનલિથગો પર ગાંધીજીએ લખેલ પત્રો બહાર પડયા પછી કોંગ્રેસ નેતાઓની મુક્તિ તથા મડાગાંઠનો અંત આણવા માટેના અમારા આંદોલનને કોંગ્રેસી જનતાએ આવકારવા માંડ્યું. પણ જયપ્રકાશ નારાયણ તથા તેના સોશિયાલિસ્ટોને આ ગમ્યું નહિ. નેતાઓ જેલમાં સબડે અને દેશમાં મડાગાંઠ રહે એ જ તો એને મન ભાવિ આઝાદી માટે બાંહેધરી હતી!

"આઝાદીની લડતના લડવૈયાઓને" લખાયેલા બીજા પત્રમાં જયપ્રકાશે લખ્યું:

"જેવા મહાત્મા ગાંધી, રાષ્ટ્રપતિ આઝાદ, પંડિત નહેરૂ અને બીજા મુક્ત થશે કે દુનિયા હિંદુસ્તાનને ભૂલી જશે. દુનિયાનું ભાવિ જેઓ નિર્માણ કરી રહ્યા છે તેમના પર આજની મડાગાંઠ દબાણ આણે છે. આ મુક્તિથી દબાણ ઓછું થશે ને ચર્ચીલો તથા એમેરીઓ નિરાંતની નીંદરમાં લેટી જશે. તેઓ એમ માનશે કે અમુક સમય પૂરતો હિંદી પ્રશ્નનો નિકાલ આવી ગયો છે, ને ફરી પાછું પાગલ ગાંધીના મગજમાં એના ધણને જેલમાં વાળવાનો તુક્કો નહિ ઉપડે ત્યાં સુધી હિંદી પ્રશ્ન દબાણરૂપ બનશે નહિ. પંડિત નહેરૂ છુટયા પછી નિવેદનો ઉપર નિવેદનો કરશે ને અમરિકી ખબરપત્રીઓ ભારે ઉત્સાહથી એ હજમ કરી જશે. એ નિવેદનોની શૈલી તથા ભાષા સુંદર હશે પણ એની પાછળ કોઈ તાકાત નહિ હોય. રૂઝવેલ્ટ અને ચર્ચીલ માટે જેલમાં પડેલ નહેરૂ વધુ મોટો પ્રશ્ન ઉભો કરે છે. મુક્ત થયેલ નહેરૂ ઉમદા શબ્દોવાળા નિવેદનોના હારડાઓ રજુ કરતા હોય ને વિદેશી પ્રતિનિધિઓ પર એમનો જાદુ જમાવતા હોય તેની તેમને ઓછી ચિંતા થવાની છે...આપણી ભાવિ સફળતા

માટે મડાગાંઠ સૌથી ઉત્તમ બાંહેધરી છે."

જે કોંગ્રેસજનો જેલ બહાર હતા તેમને ખબર છે કે જ્યારે અનાજ કટોકટીની પ્રથમ શરૂઆત થઈ ત્યારે કોંગ્રેસ સોશિયાલિસ્ટોને તો તેમની "આઝાદીની ક્રાન્તિ"ની યોજના પ્રમાણે રોટી રમખાણો કરાવવાં હતાં. બંગાળમાં દુકાળ શરૂ થયો ત્યારે રાહત આંદોલન સંગઠિત કરવાની વાતની તેઓએ શરૂઆતમાં હાંસી ઉડાવી હતી.

ગાંધીજી બહાર આવ્યા ને "ન્યૂસ ક્રોનિકલ"ના ખબરપત્રી ગેલ્ડરને તેમણે મુલાકાત આપી. આ મુલાકાતમાં તેમણે સાફ કહ્યું કે '૪૨ ઓગસ્ટના ઠરાવને અમલમાં મૂકવાની તેમની કોઈ ઇચ્છા નહોતી. તરત જ સોશિયાલિસ્ટો કૂદ્યા: ગાંધીજીએ તો શાહીવાદની પાસે મુખમાં તરણું લીધું છે. અલબત્ત, ખુલ્લે ખુલ્લી રીતે આ કહેવાની તેમની તાકાત નહોતી; પણ તેમણે પોતાના વિદ્યાર્થી કાર્યકરો દ્વારા આ વાતનો પ્રચાર કર્યો; તથા જુવાનોમાં આ વાત પ્રિય બને છે કે નહિ તે જોવા કોશીષ કરી.

પછી રાષ્ટ્રીય એકતાના ઉમદા ધ્યેયની સિદ્ધિ માટે ગાંધીજી જિન્ના સાહેબને મળવા ગયા. સોશિયાલિસ્ટોમાં એનો વિરોધ કરવાની તાકાત નહોતી. પણ તેમણે શરૂઆતથી જ હતાશા ને ફાટફૂટ ફેલાવવાની નીતિ અજમાવી. "આ મુલાકાત તો સફળ થશે જ નહિ, ને જિન્ના ખુલ્લા પડી જશે," આ તેમનો પ્રચાર હતો.

જેવા કોંગ્રેસજનો છુટવા માંડ્યા કે સોશિયાલિસ્ટો તેમની પાસે ઉપડ્યા. મોટામાં મોટા નેતાઓથી માંડી એક અદના સ્વયંસેવક સુધીના કોંગ્રેસજનોના કાનમાં અમારી વિરુદ્ધ ઝેર રેડવાનું તેમણે શરૂ કર્યું. કમ્યુનિસ્ટોને તો સરકાર નાણાં આપે છે; તેઓએ કોંગ્રેસ કાર્યકરોને પોલિસને સોંપી દીધા હતા; રાષ્ટ્રીય લડતનો વિરોધ કરી, તેઓએ તેને ભાંગી નાખી. કોંગ્રેસની ગેરહાજરીનો લાભ તેઓએ પોતાની જાતને સંગીન બનાવવામાં ઉઠાવ્યો છે; તેમને તો કોંગ્રેસમાંથી ફેંકી દેવા જોઈએ; વગેરે વગેરે.

કમ્યુનિસ્ટોને સરકાર પૈસા આપે છે ને તેઓ પોલિસના દલાલો છે એવી વાતો તો બે જહાલ પક્ષો વચ્ચેની ગાળાગાળીમાં વપરાતાં જુઠાણાં છે, એ વાત સમજવાને તો કોંગ્રેસજનોને બહુ વિચાર નથી કરવો પડતો. પણ, કોંગ્રેસજનોના મોટા ભાગને, સોશિયાલિસ્ટોની લડતની નિષ્ફળતા તથા ભાવિ યોજના અંગેની વાતો સાચી લાગે છે.

કોંગ્રેસજનો આજે વિચાર કરી રહ્યા છે, ભૂતકાળની સમીક્ષા કરી ભાવિ કાર્યક્રમની યોજના ઘડી રહ્યા છે. એટલે જ અમે તેમને આખા ય પ્રશ્નને પ્રત્યેક દૃષ્ટિકોણથી વિચારવા વિનંતી કરીએ છીએ.

જયપ્રકાશ નારાયણ તથા તેના ગોઠિયાઓનાં લખાણોને વાંચો; ને તેમને ગાંધીજી તથા મૌલાના આઝાદનાં લખાણો સાથે સરખાવો. પછી કહો કે કોંગ્રેસની અને આ કોંગ્રેસ સોશિયાલિસ્ટોની નીતિમાં કશું સરખાપણું છે ખરું ?

હવે ગાંધીજી તથા રાષ્ટ્રપતિ આઝાદનાં લખાણોની સાથે અમારાં લખાણો સરખાવો: કટોકટી માટે કોણ જવાબદાર છે; મડાગાંઠનો અંત લાવવાનો પ્રશ્ન; ૯મી ઓગસ્ટ પછી ઉપસ્થિત થયેલ દરેક પ્રશ્ન અંગેનાં તેમનાં અને અમારાં મંતવ્યોને સરખાવો.

કોંગ્રેસ સોશિયાલિસ્ટો તથા કમ્યુનિસ્ટોમાં કોણે કોંગ્રેસની નીતિ વધુ સારી રીતે રજુ કરી હતી, કોણે કોંગ્રેસનો ઝંડો

ઉંચો રાખ્યો હતો, કોણે સાચા કોંગ્રેસજનની પેઠે કામ કર્યું હતું ને કોણ કોંગ્રેસજનને ન શોભે તેવી રીતે વર્ત્યા હતા–એ વાત એમાંથી સમજાઈ જશે.

કોઇ પણ દેશભકત માટે હલકટ એવા આરોપો કોંગ્રેસ સોશિયાલિસ્ટોએ અમારા પર ઓઢાડયા છે. પણ એકેયને પૂરવાર કરવા તેઓએ તસ્દી લીધી નથી. કારણ, આ જુઠા આરોપો રજુ કરતી વેળા તેમને ખબર હતી કે પોતે હડહડતું જુઠાણું ઉચ્ચારી રહ્યા છે.

ખેર, આ રહી અમારી તથા તેમની નીતિ:

—તેમણે ભાંગફોડ આંદોલન સંગઠિત કર્યું; અમે તેનો વિરોધ કર્યો.

—તેમણે કોંગ્રેસને નામે પોતાનું કામ ગબડાવ્યું; અમે માત્ર અમારા પક્ષના નામે જ કામ કર્યું.

—તેમને તો કોંગ્રેસના નેતાઓને જેલમાં રાખવા હતા. અમે નેતાઓની મુકિત માટે આંદોલન ચલાવ્યું હતું.

—તેમને મડાગાંઠ ચાલુ રાખવી છે. અમારે તેનો અંત જોઇએ છે.

—તેઓ રાષ્ટ્રીય સરકારને શાહીવાદનું શરણું કહી, તેનો વિરોધ કરે છે અમે તેને માટે આંદોલન ચલાવીએ છીએ.

—તેઓ કોંગ્રેસ લીગ એકતાનો વિરોધ કરે છે. અમે તેને માટે રાતદિ' મથીએ છીએ.

—પોતાની જપાનતરફી નીતિને છૂપાવવા તેઓ અમારી નીતિને બ્રિટિશ-તરફી કહી ભાંડે છે.

છેલ્લા બે વરસના ઇતિહાસની આ સાચી તારવણી છે. અમને એ વાતમાં શક નથી કે જેમ કોંગ્રેસજનો વધુ વિચાર કરશે તેમ અમારી સાથે તેઓ વધુ સહમત થશે; ને પ્રજામાં તેઓ વધુ કામ કરતા થશે તેમ અમારી અને તેમની સાચી મૂલવણી તેઓ વધુ સારી રીતે કરી શકશે.

**દરમિયાનમાં અમારે તો એક જ વાત કહેવી છે. જે લોકો આજે કમ્યુનિસ્ટોને કોંગ્રેસમાંથી હાંકી કાઢવા સૌથી વધુ શોરબકોર કરે છે, તેમણે જ કોંગ્રેસનું નામ વાપરી, તેને વધારે બદનામ કર્યું છે; પ્રજા સમક્ષ પોતાની નીતિ તેઓ મૂકી શકતા નથી અને સાથી કોંગ્રેસજનોને (કમ્યુનિસ્ટોને) ભાંડયા કરે છે. આ લોકો અને તેમની નીતિનો આવો મેળ આકસ્મિક નથી!**

# ૬: ઓગસ્ટ ઠરાવના અમુક ભાગનો કમ્યુનિસ્ટોએ વિરોધ શા માટે કર્યો?

**જેલમુકત બનેલ કોંગ્રેસજનો** તેમની ગેરહાજરીમાં અમે બજાવેલ સેવા પ્રત્યે આવું દુર્લક્ષ્ય કેમ સેવી શકે તે જ શરૂઆતમાં અમે સમજી શકયા નહિ. કોંગ્રેસની સર્વોત્તમ દેશાભિમાની તથા ફાસિવાદ વિરોધી પ્રણાલિકાને જાળવીને અમે કાર્ય કર્યું હતું. ને છતાં ય કોંગ્રેસ છોડી જવાનું તેઓ અમને કહે તે તો ખરેખર અન્યાય જ છે, એમ અમને લાગ્યું.

પણ, પછી અમે વધુ ઉંડો વિચાર કર્યો

છે. આખરે અમને લાગ્યું છે કે અમને કોંગ્રેસમાંથી દૂર કરવાની જે માંગ છે તે તો આપણી રાષ્ટ્રીય ચળવળમાં જે તીવ્ર કટોકટી આવી લાગી છે તેનું એક ચિહ્ન માત્ર છે.

કોંગ્રેસજનો સાફ સાફ સ્વીકારે છે કે તેમને નિષ્ફળતા ને હતાશા ભીંસી રહી છે. એમાંથી બહાર નીકળવાનો મારગ તેઓ ભાળી શકતા નથી. પણ એક એથી ય મોટી વસ્તુ તેમને સમજાતી નથી કે આજ માત્ર કોંગ્રેસજનો જ નહિ પણ સમગ્ર રાષ્ટ્રીય આંદોલન એક અંધાર ગલીમાં આથડી રહ્યું છે. કોંગ્રેસ પાસે એની રૂઢીગત નીતિ સિવાય કોઇ નક્કર નીતિ નથી—આજની પરિવર્તન પામેલી આંતરરાષ્ટ્રીય અને રાષ્ટ્રીય પરિસ્થિતિમાં એ નીતિ અસ્થાને છે. એનું કોઈ પરિણામ આવે તેમ નથી.

રાષ્ટ્રીય આંદોલનના આ તબક્કા પરત્વેની કોંગ્રેસની સત્તાવાર નીતિ ૮ ઓગસ્ટના ઠરાવમાં મૂર્તિમંત થઈ છે. **એમાં જે ધ્યેય રજુ કરવામાં આવ્યું છે, અને એ ધ્યેયને પહોંચવા જે માર્ગ ચીંધવામાં આવ્યો છે, એ બંને વચ્ચે મૂળભૂત વિરોધ છે.**

મૂળ ધ્યેય હિંદનું રક્ષણ કરવાનું તથા આઝાદી મેળવવાનું છે; "આ આઝાદ હિંદ સંયુક્ત રાષ્ટ્રોનું દોસ્ત બનશે તથા આઝાદીના સંગ્રામમાં સંયુકત મોરચો રચી એમની સાથે બધી ય મુશ્કેલીઓ સામે લડશે."

એ ધ્યેયને પહોંચવા શો માર્ગ દેખાડવામાં આવ્યો છે? "જેટલા બની શકે તેટલા વિશાળ ક્ષેત્ર પર અહિંસક સંગ્રામ આમદોર પર ચલાવવો".

જ્યારે હિંદ પોતે આફતમાં હતું ને સંયુકત રાષ્ટ્રો એમના જીવન–મરણ જંગમાં લડી રહ્યાં હતાં ત્યારે આમદોર પર આવી લડત આર્થિક અને રાજકીય ભાંગફોડની લડત બન્યા વિના રહે જ નહિ; આ ભાંગફોડની લડત હિંદના રક્ષણ તથા સંયુકત રાષ્ટ્રોના યુદ્ધ પ્રયાસને હાનિ પહોંચાડયા વિના કેમ રહે?

ઇતિહાસે આ વાત પૂરવાર કરી છે. ગાંધીજીને આ વાત સમજાઈ હોય તેવું લાગે છે. કારણ તેમણે પોતે જ કહ્યું છે કે યુદ્ધ દરમિયાન આમદોર પર અસહકારની લડત ઉપાડી શકાય જ નહિ. છતાં પણ તેઓ આ વિરોધ સાફ સાફ રીતે સમજી શકયા નથી.

● આ વિરોધનો બ્રિટિશ શાહીવાદીઓએ પૂરેપૂરો લાભ ઉઠાવ્યો. પોતે સત્તા છોડવા માંગતા નથી તે વાત છુપાવવા માટે તેમને આ વિરોધ જ મદદ રૂપ બની શકે તેમ હતો. એનો ઉપયોગ કરી તેઓ કોંગ્રેસને જપાન તરફી તથા અપ્રમાણિક કહી શકયા.

● આ જ વિરોધને લઇને મૂઠીભર કોંગ્રેસ સોશિયાલિસ્ટો કોંગ્રેસ નેતાઓની ધરપકડ પછી કોંગ્રેસ–તંત્રનો કબજો લઈ શકયા; આને જ લઈને તેઓ, પોતાની ભાંગફોડ ચળવળને મુંબઇની એ. આઇ. સી. સી. એ ટેકો આપી એના પર મહોર મારી છે, તેવો પ્રચાર કરી શકયા.

**છેલ્લાં બે વરસની કારમી તવારિખ બતાવે છે કે આ વિરોધને માટે દેશને ભારે મોંઘી કિંમત ચૂકવવી પડી છે.**

આજ સુધી અમે રાષ્ટ્રીય કટોકટીની આ બાજુ ચર્ચી નથી. અમારા સાથી કોંગ્રેસજનો જ્યારે જેલમાં હતા ને સરકારી દમન–ચક્ર નિર્દયતાથી ફરી રહ્યું હતું ત્યારે અમે આ વાત કરી હોત તો અમે સરકારના હાથમાં પ્યાદાં બનત! જ્યાં સુધી પોતાના

આંતરિક મતભેદોને જાહેરમાં ચર્ચવાની અત્યંત રાજકીય આવશ્યકતા ન હોય ત્યાં સુધી એમ ન કરવાની તથા સરકારના હાથમાં એ મદદરૂપ થાય તેવી રીતે તો કદી પણ ન ચર્ચવાની કોંગ્રેસની સુંદર પ્રણાલિને અમે કડક રીતે પાળી છે. સરકારી દમન સામે વિરોધનો ઝંડો ઉઠાવી, કોંગ્રેસ નેતાઓની મુક્તિનું આંદોલન ચલાવવું; મડાગાંઠ સામે પ્રજાને જાગૃત કરી, કોંગ્રેસ-લીગ એકતાનું ધોરણ લોકપ્રિય કરવું અને જનતામાં ખૂંતી જઈ અનાજ મોરચે તથા રાહત આંદોલન દ્વારા પ્રજાની સેવા કરવી—છેલ્લાં બે વરસ દરમિયાન આ અમારો કાર્યક્રમ હતો.

આજે હવે કોંગ્રેસજનો જેલમુક્ત થતા જાય છે અને બે વરસના ઇતિહાસની સમીક્ષા કરી રહ્યા છે; મડાગાંઠનો અંત આણી પ્રજાની સેવા કરવા કઈ નીતિ સ્વીકારવી તેની ચર્ચા ચલાવી રહ્યા છે. પરંતુ, આ ચર્ચાઓ જુની પુરાણી પગદંડી પર જ ચાલી રહી છે. આજની સ્થિતિને પહોંચી વળવા માટે જરૂરી કાર્યક્રમનાં એમાં એંધાણ નથી. મડાગાંઠને ભાંગી ભુક્કો કરવાના જંગમાં કોંગ્રેસ એનો નિર્ણાયક ભાગ ભજવી શકે તે માટેની નીતિનો આ ચર્ચાઓમાં કશો ઇશારો નથી.

**પરિસ્થિતિની સૌથી મોટી નબળાઈ તો એ છે કે કોંગ્રેસને વીસ વીસ વરસથી દોરનાર કારોબારીના સભ્યો આજેય કારાવાસની દિવાલો પાછળ ગોંધાઈ રહ્યા છે. ગાંધીજી એકલાને શીરે આખી ય રાષ્ટ્રીય** નેતાગીરીની ફરજ બજાવવાની આવી છે; અને પોતાના વિશ્વાસુ સાથીદારોની મદદ તેમને મળી શકે તેમ નથી.

એટલે, આજે નેતાઓ વિનાના કોંગ્રેસજનો ખૂબ ઉંડા વિચાર કરી રહ્યા છે પણ એ વિચારો તો જુના પ્રણાલિકાગત ધોરણ પર જ ચાલી રહ્યા છે. આજે પ્રવર્તતા વિચારો મુખ્યત્વે આ પ્રમાણે છે :

● બ્રિટિશ શાહીવાદીઓ યુદ્ધ જીતી રહ્યા છે, માટે આપણું સાંભળવાની તેમને પડી નથી.

● જિન્ના તો કટ્ટર કોમવાદી છે; એની સાથે સમાધાન કરવું શક્ય નથી; બ્રિટિશ પાસેથી વધુ મેળવવા એ રમત રચી રહ્યા છે.

● કમ્યુનિસ્ટો ઓગસ્ટ લડતમાં ભળ્યા નહિ ને એ રીતે તેઓએ કોંગ્રેસનો દ્રોહ કર્યો.

● જો આપણે અનાજ મોરચે કામ કરીશું કે રોગચાળા સામે પગલાં ભરીશું તો સરકાર પર દેશમાં આજે જે દબાણ આવી રહ્યું છે તે ઘટી જશે. બીજી બાજુથી, નોકરશાહો આપણને કાંઈ કરવા પણ દેશે નહિ.

આવા વિચારો સાથે કોંગ્રેસજનો પોતાની વચ્ચે ચર્ચા કરવા બેસે છે ત્યારે છેવટ તેઓ એ નિર્ણય પર આવે છે કે યુદ્ધ દરમિયાન કશું જ થઈ શકે તેમ નથી; માત્ર કોંગ્રેસને આપણે ફરી સંગઠિત કરવી જોઇએ. બરાબર આ વખતે કોંગ્રેસ સોશિયાલિસ્ટો વચ્ચે કૂદી પડે છે અને કહે છે કે કોંગ્રેસમાંથી કમ્યુનિસ્ટોને અળગા કરવા જોઇએ.

# ૭: જનતાને કેવી સેવાની જરૂર છે?

કોંગ્રેસજનોની આ વિચારધારાનું દેશની દુ:ખી જનતા માટે શું પરિણામ આવશે?

● **એમ કહેવાય છે કે બ્રિટન અને હિંદ વચ્ચે કોઈ સમાધાન શકય નથી;** કારણ બ્રિટિશ શાહીવાદીઓને સમાધાન જોઇતું નથી. વિચાર થયા વિના રહેતો નથી કે હિંદી રાષ્ટ્રભકતોના મનમાં બ્રિટિશ રાજકર્તાઓ ઇતિહાસના ઘડવૈયા છે તેવો ખ્યાલ કયારથી ઘુસ્યો છે? ઈશુ પછીના આ ૧૯૪૪ ના વરસમાં તો સામાન્ય શિક્ષણ પામેલ આદમી પણ સમજવા માંડયો છે કે વિશ્વના બધા દેશોની સ્થિતિ એક-બીજા પર ઘણો આધાર રાખે છે. જો હિંદ સાથે કશું સમાધાન નહિ થાય તો બ્રિટિશ પ્રજાને વધુ લાંબા સમય માટે યુધ્ધ પ્રયાસોનો બોજ સહેવો પડશે; જપાન સામેનું યુદ્ધ લંબાશે. હિંદ સાથે સમાધાન નહિ થાય તો બ્રિટિશ પ્રજાને કપાળે યુધ્ધ પછી વિશાળ પાયા પર બેકારી જ ચોંટવાની છે; ને તેમને રાહત રસોડાની ખીચડી પર જીવવાની પાળી આવવાની છે. કારણ, યુધ્ધ પછી જો સમૃધ્ધ બ્રિટન ઘડવું હોય તો એની પડખે ગુલામ તથા ગરીબ હિંદ નહિ પરવડે. જો હિંદ આઝાદ થાય, એની બજારો વિકસતી જાય, ઔદ્યોગીકરણ માટે યંત્રોની એની માંગ વધતી જાય ને આવું હિંદ બ્રિટનનું દોસ્ત હોય તો જ સમૃધ્ધ બ્રિટનની શકયતા છે. બ્રિટિશ પ્રજા સમક્ષ પસંદગી માટે આવા ઉગ્ર પ્રશ્નો આવી ઉભા છે.

● **બીજી બાજુ જો આપણને** રાષ્ટ્રીય સરકાર નહિ મળે તો આપણા હિંદી વેપારીઓ તથા ઉદ્યોગપતિઓને બ્રિટિશ મૂડીવાદીઓનો મુકાબલો કંગાલ હિંદની બજારોમાં કરવાનો રહેશે. યુધ્ધ દરમિયાન આપણને રાષ્ટ્રીય સરકાર નહિ મળે તો તેઓ આત્મા વિનાના નિર્દય નફેબાજો બની જશે. જ્યાં અનાજની અછત છે તેવા વિભાગોના કિસાનો પાયમાલ થઇ જશે; દેશના જુવાનો સમક્ષ બેકારી અને હતાશા ઘુરકયા કરશે; ને રોગચાળાની ભયંકર નાગચૂડથી આપણી સમગ્ર પ્રજા તાકાતહીન બનશે.

જો આપણા દેશાભિમાની નેતાઓ હિંદના ભાવિને પોતાના હાથમાં નહિ લઇ લે તો રાજકીય ફાટફૂટ, આર્થિક પાયમાલી તથા નૈતિક પતનનો યુગ આપણી સામે ખડો થઈ જશે.

ભૂતકાળનો અનુભવ તથા વર્તમાન કાળની વાસ્તવિકતા આ વાત દીવા જેટલી સાફ બનાવે છે.

> બ્રિટિશ તથા હિંદી પ્રજાની આવી મહાન જરૂરતોને જો હાંસલ ન કરી શકે તો આપણી રાજકીય નેતાગીરી શા ખપની છે? આપણા પ્રજાના રાજકીય નેતાઓ "કશું થઇ શકે તેમ નથી" એમ કહી હાથ જોડી બેસી શકે નહિ. દેશ તેમને આજ્ઞા કરી રહ્યો છે કે વિચાર મંથન કરી આ જરૂરતોને પહોંચી વળવાનો માર્ગ તમારે ઢુંઢી કાઢવો જ રહ્યો.

● **કહેવાય છે કે લીગ તો કોમવાદી** સંસ્થા છે ને જિન્ના સાહેબના દિલમાં બ્રિટિશરો પ્રત્યે કુણી લાગણી છે. ખરી વસ્તુસ્થિતિ શી છે? લીગના ઝંડા નીચે સંગઠિત

થયેલ મુસ્લિમ આમજનતાના હૈયામાં જિન્ના સાહેબનું સ્થાન કોંગ્રેસની જનતાના દિલમાં ગાંધીજીના સ્થાન જેટલું જ ઉંચુ છે. કોંગ્રેસજનોને મહાત્માજી પ્રત્યે જેવો સદ્‌ભાવ છે તેવો જ સદ્‌ભાવ તેમને કાયદે આઝમ પ્રત્યે છે. આપણા મનમાં કોંગ્રેસ જેવી રીતે આપણી દેશાભિમાની સંસ્થા છે તેવી જ રીતે લીગ તેમને મન પોતાની રાષ્ટ્રીય સંસ્થા છે. અને આ કાંઈ તેમના કોમવાદી ઝનૂનને લઈને નથી; પણ ૧૯૧૯-૧૯૨૦માં કોંગ્રેસને વકીલોની સંસ્થા માંથી આમ જનતાની સંસ્થા તરીકે પલટવાનું જે કામ ગાંધીજીએ કર્યું તે જ કામ જિન્નાસાહેબે લીગ માટે કર્યું છે તેને લીધે છે.

ગાંધીજીએ આપણી આઝાદીની ઝંખનાને સ્વરાજના ખ્યાલનું નક્કર સ્વરૂપ આપ્યું છે; તેવી જ રીતે મુસ્લિમોની આઝાદીની ઝંખનાને-તેમનાં પોતાનાં વતનમાં મુક્કમિલ આઝાદી હાંસલ કરવાની ઝંખનાને કાયદે આઝમે પાકિસ્તાનના ખ્યાલનું નક્કર સ્વરૂપ આપ્યું છે.

અમે એમ માનતા નથી કે કોંગ્રેસજનો આ વાત અમે કહી કે તરત જ માની જશે. પણ અમને એમ તો જરૂર આશા છે કે, કોંગ્રેસજનો સાથી દેશભકતોના દેશાભિમાનના અસ્તિત્વનો ઇન્કાર નહિ કરે. પોતે જ માત્ર દેશાભિમાની છે તેવો દાવો તેઓ નહિ જ કરે એવી અમારી આશા છે.

ખ્યાલ કરો કે જો કોંગ્રેસજનોનું માનસ જ સંકુચિત થઈ જાય, તેઓ જ જો પક્ષાપક્ષીની જાળમાં ફસાઈ જાય તો આ વિરાટ અને કમનસીબ દેશનાં વિધવિધ રાજકીય બળોને એકત્ર કરનાર બીજી ઉમદા તાકાત કયાંથી આવશે? જો કોંગ્રેસજનો જ લીગને ભાંડવા માંડે, એના જબરજસ્ત વિકાસની હકીકતને જોવાનો જ ઈન્કાર કરે, તો એનો સાદો અર્થ એ જ થાય કે, દેશની પ્રથમ રાષ્ટ્રીય સંસ્થાના સભ્યો તરીકે તેમની જે જવાબદારી છે તેને પરિપૂર્ણ કરવાનો તેઓ ઇન્કાર કરી રહ્યા છે. પોતે જ દેશભકત છે ને પોતા સિવાય બીજું કોઈ દેશાભિમાની નથી એ વાત કહેવી બહુ સહેલી છે. પણ આપણે એ કેમ ભૂલી શકીએ કે કોંગ્રેસની મહાન અને ગૌરવશીલ પ્રણાલિકાઓ તો એથી ઉલટું જ સૂચન કરે છે.

● **એમ પણ કહેવાય છે કે અનાજ** મોરચે કામ કરવું શકય નથી, કે પછી ઈચ્છનીય નથી, કે પછી અશકય અને અનીચ્છનીય છે. અશકય એટલા માટે છે કે, નોકરશાહી આપણને કામ કરવા દે તેમ નથી. અનિચ્છનીય એટલા માટે છે કે, એ કામ કરતાં સરકાર સાથે સહકાર કરવો પડે ને તેથી સરકારની તાકાત વધી જાય.

આપણે ગઈ કાલ અને આજનો અનુભવ લક્ષમાં લેવો જોઇએ. સાવ સાચી વાત છે કે કોંગ્રેસની કોઇ પણ પ્રવૃતિ પર નોકરશાહોની મીઠી દૃષ્ટિ છે જ નહિ. પણ કોંગ્રેસજનોએ કરેલ રચનાત્મક કાર્યનો ખ્યાલ કરો. સવિનય કાનૂન ભંગના સીધા ભાગ તરીકે ઉપાડેલ કાર્ય સિવાય બીજા એક પણ રચનાત્મક કાર્યને રોકવામાં નોકરશાહો આજપૂર્વે કદી સફળ થયા છે? નહિ જ. આજે અમે કમ્યુનિસ્ટો જ્યાં જ્યાં છીએ ત્યાં ત્યાં અમે અનાજ મોરચે કામ કર્યું છે. ને પ્રજાએ એ માટે અમારી પીઠ પણ થાબડી છે. જ્યાં અમારી શકિત વધુ છે ને સ્થાનિક નોકરશાહો ભલા છે ત્યાં સરકારે પણ અમારી સાથે સહકાર કર્યો છે. જ્યાં અમારી તાકાત નબળી છે ને સ્થાનિક અમલદારો તિરસ્મારખાં છે ત્યાં પણ

અમે પ્રજાને થોડી રાહત પહોંચાડી શકયા છીએ.

પોતપોતાના ઓરડામાં બેસી સિધ્ધાંતો બાંધનાર બહાદુરોએ અમારા પર આરોપ મૂકયો છે કે અમે સરકારને મજબૂત બનાવી છે. પણ જેમની વચ્ચે અમે કામ કર્યું છે તે પ્રજાએ તો તેમને બચાવવા અમે કરેલ તનતોડ મહેનત બદલ આશીર્વાદ જ આપ્યા છે.

અમારા કોંગ્રેસના વડેરાઓ એમ કહેવા માંડે કે જ્યાં સુધી નોકરશાહી અસ્તિત્વ ધરાવે છે ત્યાં સુધી તો અનાજ તથા રાહત મોરચે કામ કરી શકાય તેમ નથી; ત્યારે અમે જુવાનો શું કહી શકીએ? અમે તો નમ્રતાથી એટલું જ પૂછી શકીએ કે, લોકસેવાનું કાર્ય નોકરશાહીને કેવી રીતે મજબુત બનાવી શકે? લોકસેવાનો માર્ગ તો દેશભકત કાર્યકરને વધુ પીઢ બનાવે છે અને પ્રજાને વધુ તાકાતવાન બનાવે છે. એ બોધપાઠ કોંગ્રેસ પ્રણાલિએ જ નથી આપ્યો શું?

"બ્રિટિશ તો આપણી એક પણ સાંભળવાના નથી; જિન્ના તો અશકય આદમી છે, એની સાથે સમાધાન થઈ શકે નહિ; ને, જ્યાં સુધી યુદ્ધ ચાલે છે ત્યાં સુધી કાંઈ થઈ શકે તેમ નથી." આવાં નિવેદનો શું બતાવે છે? **એથી એક જ વાત સાફ થાય છે કે, બિલ્કુલ નિરાશાવાદી તથા નકારાત્મક વલણના આ પડઘા છે. કોઈ પણ રાજકીય નીતિનાં આવાં વિધાન હોઈ શકે નહિ; આ નિવેદનો તો એ વાત બતાવે છે કે, કશી રાજકીય નીતિ અસ્તિત્વ ધરાવતી જ નથી.**

જે કોંગ્રેસજનો એમ માને છે કે, ૯મી ઓગસ્ટની લડતનું બરાબર સંચાલન થયું નહિ, તેથી એ નિષ્ફળ ગઈ, એવા કોંગ્રેસજનોની પાસેથી જ ઉપર લખ્યાં નિવેદનો સાંભળવા મળે છે. હાલમાં કશું જ થઈ શકે તેમ નથી, એ તેમનો પ્રથમ પ્રત્યાઘાત છે. પણ એમાંથી એક બીજી વાત નીકળે છે; અને તે એ કે, 'તો પછી ચાલો, આપણે યુદ્ધ પછીની લડત માટે તૈયારી કરવા માંડીએ.'

રાજકીય દૃષ્ટિએ, હાલના સંજોગોમાં ચૂપચાપ બેસી રહેવાની નીતિ તથા "સંગઠિત બનો"નું સૂત્ર આમાંથી જ આવે છે. સંગીન અને અમલી રાજકીય નીતિ સિવાય સંગઠનનું કોઈ પણ કાર્ય કેવી રીતે શકય બનવાનું છે? એટલે, જો સમગ્ર રાજકીય દૃષ્ટિબિંદુ જ નકારાત્મક હશે તો પછી સંગઠનની યોજના પણ ફાટફુટમાં જ પરિણમવાની છે.

# ૮: કમ્યુનિસ્ટો વિરૂધ્ધની સંગઠન યોજના

**"સંગઠન કરો"ના સૂત્રનું રટણ કરનારાઓની નીતિનો સૌથી ખરાબ** દાખલો મુંબઈ પ્રાંતિક સમિતિના મંત્રી શ્રી. **એસ. કે. પાટીલની** નીતિ છે. **"કોંગ્રેસનો ભાવિ કાર્યક્રમ તથા સંગઠનની પુનઃરચના સંબંધેની નોંધ"** નામના એક આશ્ચર્યજનક દસ્તાવેજમાં પાટીલ સાહેબની નીતિ મુકાઈ છે.

પાટીલ સાહેબ કહે છેઃ

"મારો એવો મત છે કે કોંગ્રેસે સમાજના સંગઠિત અને અસંગઠિત બધાં મહત્વનાં બળોની

સાથે સૌથી નિકટનો સંબંધ બાંધવો જોઇએ."

પછી એ બળો એટલે કામદારો, કિસાનો, વિદ્યાર્થીઓ, ગુમાસ્તાઓ અને એવા વર્ગો એમ એ જણાવે છે. આ બધાયનું કોંગ્રેસજનો સંગઠન કરે તેવી પાટીલ સાહેબની ઇચ્છા છે. એ સંગઠનની ભૂમિકા તેમના "ત્રણ મૂળભૂત સિદ્ધાંતો—સંયુક્ત કોંગ્રેસ, એક નેતા તથા એક કાર્યક્રમ"ની હોવી જોઇએ એવું તેઓ કહે છે. શ્રીયુત પાટીલ સિવાય બીજા પણ એવા આદમીઓને આપણે જાણીએ છીએ કે જેમણે આ "સિધ્ધાંતો"ના સૂત્રો રજુ કર્યા છે! પણ એવા એ બધાય આદમીઓ માટે જગતભરના પ્રામાણિક માનવીઓએ ભારોભાર તિરસ્કાર અને ઘૃણા બતાવી છે. એટલે, શ્રી. પાટીલ જો એમ માનતા હોય કે આપણી પ્રજાની સૌથી મહાન લોકશાહી સંસ્થા હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસમાં આવી સંસ્થાગત સરમુખત્યારશાહી ચાલવાની છે તો તેઓ એક કરૂણ અને ભ્રામક માન્યતામાં જીવી રહ્યા છે તેમ કીધા વિના ચાલશે નહિ.

પાટીલ સાહેબની મૂળભૂત રાજકીય સમજ એમના પોતાના શબ્દોમાં કહીએ તો નીચે પ્રમાણે છે:

"આપણે એમ માનીએ છીએ કે, કોંગ્રેસને રાષ્ટ્રનું પીઠબળ છે; તથા જે કોઈ બીજા કોઈ પક્ષના કે મંડળના અનુયાયી ન હોય તે તમામ લોકો હિંદી રાષ્ટ્રીય કોંગ્રેસમાં છે. આમ માનવું ખરેખર જોખમકારી છે. અને એટલું તો ચોક્કસ કે, આપણી સંસ્થા જો આપણે કાબેલિયતથી ચલાવવી હોય તો આ માનસ ચાલી શકે નહિ. આવી આત્મસંતોષની ભાવનાથી તો આપણી સંસ્થા અંદરખાનેથી ભીંસમાં આવી તુટી રહી છે; અને કોંગ્રેસના હિસાબે તથા જોખમે બીજા પક્ષો તથા મંડળો શક્તિશાળી બનતા જાય છે. સમાજ સાથેના સંબંધોમાં આપણું મંતવ્ય આથી વધુ નક્કર હોવું જોઇએ.

"**મારી દૃષ્ટિમાં તો આપણી તાકાતનું પાણી માપવાનો સાચો રસ્તો એ છે કે, જે કોઈ આપણી સાથે નથી તે બધા આપણી વિરૂધ્ધ છે તેમ સમજવું જોઈએ.** આ રીતે છેતરાવાનો કોઈ સંભવ નથી."

આ શ્રી. પાટીલની રાજકીય સમજણ છે. પરિણામે, પોતાની જાતને ગાંધીવાદી તરીકે ઓળખાવનાર પાટીલ સાહેબ કોંગ્રેસ સોશિયાલિસ્ટોના સૌથી જાની દોસ્ત બને; કોંગ્રેસ સોશિયાલિસ્ટો સાથેની પોતાની દોસ્તીને કોંગ્રેસ–એકતાની સિદ્ધિ કહે; કમ્યુનિસ્ટોને કોંગ્રેસમાંથી હાંકી કાઢવાનું ઇચ્છે; એટલું જ નહિ પણ કોઇ કોંગ્રેસજને તેમની સાથે મુદ્દલ સંબંધ રાખવો નહિ તેમ કહે તો તેમાં શી નવાઇ ?

કોંગ્રેસ કાર્યકરો સાથેના વાર્તાલાપ તથા અખિધિસરની પરિષદમાં શ્રી. પાટીલ જે વાતો ઉચ્ચારે છે તેને જો બિલ્કુલ સાફ શબ્દોમાં રજુ કરીએ તો એમની યોજના નીચે પ્રમાણે છે એમ કહી શકાય:

મુંબઈમાં ગઇ લડત નિષ્ફળ ગઈ; કારણ મુંબઈમાં કામદારો પર કમ્યુનિસ્ટોનો પ્રભાવ છે ને તેથી તેઓ હડતાલ પર ઉતર્યા નહિ. પણ કમ્યુનિસ્ટોની અસરનો સ્હેલાઈથી નાશ કરી શકાય તેમ નથી; કારણ તેઓ શિસ્તબદ્ધ અને મહેનતુ હોય છે. કોંગ્રેસ કાર્યકરોએ તેમના જેવા થવું જોઇએ તથા કામદારો પાસે જઇ તેમને સંગઠિત કરવા જોઈએ. આથી આવતી લડતનો કામદારો દ્રોહ ન કરી શકે. કોંગ્રેસ આ કાર્ય માટે જરૂરી નાણાં તથા દોરવણી આપશે. કોંગ્રેસ સોશિયાલિસ્ટોએ કાર્યકરો આપવાનું વચન આપ્યું છે. બાકીનું બધું ઠીકઠાક કરી આપવાનું શ્રી. પાટીલે કબૂલ્યું છે.

આવું માનસ માત્ર મુંબઈમાં જ પ્રદર્શિત થતું હોત, જો પાટીલ સાહેબ માત્ર એકલા અપવાદ રૂપ હોત તો તો અમે ખાસ ચિંતા કરત નહિ. **આજે મોટા ભાગના કોંગ્રેસજનોના દિલમાં કમ્યુનિસ્ટો વિરૂધ્ધ પૂર્વગ્રહ અસ્તિત્વ ધરાવે છે.** ઓગસ્ટ પછી જે બનાવો બન્યા તેમાંથી આ પૂર્વગ્રહનો જન્મ

થયો છે. કોંગ્રેસજનોના મોટા ભાગની તો એવી સહૃદયી માન્યતા છે કે, ઓગસ્ટની લડત ૧૯૨૦ અને ૧૯૩૦ ની લડત જેવી જ લડત હતી. એટલે, અમે તેમાં જોડાયા નહિ તેથી તેમને ઘણો ક્રોધ ચડયો છે. આજે જેલમુક્ત થયેલ કોંગ્રેસજનોના દિલમાં અમારી નીતિ વિષે ખરેખરી શંકા પણ છે. કોંગ્રેસ સોશિયાલિસ્ટો તથા તેમના શાગીર્દો આ શંકાઓનો લાભ ઉઠાવી, પોતાના ધાર્યા પૂર્વગ્રહો ફેલાવી રહ્યા છે તથા કમ્યુનિસ્ટોને કોંગ્રેસમાંથી બાતલ કરવાની પોતાની યોજનામાં તેમને શામેલ કરી રહ્યા છે.

મૂઠીભર કોંગ્રેસ સોશિયાલિસ્ટોને સમજાવવાની અમને આશા નથી. કારણ જાણી જોઈને તથા યોજનાપૂરઃસર તેઓએ જે કાંઇ કોંગ્રેસના નામે કહ્યું છે ને કર્યું છે; સરકાર અમને પૈસા આપે છે તથા અમે કોંગ્રેસજનોને પોલિસના હાથમાં સોંપી દીધા છે, એવો જાણી જોઈને બદનામી કરવા અમારી સામે પ્રચાર કર્યો છે; આ બધા પછી અમે એવી આશા રાખતા નથી કે અમે તેમને સમજાવી શકીએ.

**પણ બાકીના કોંગ્રેસજનોની સાથે ભાઇચારાના સંબંધો બાંધી શકવાની અમારે દિલે દૃઢ શ્રદ્ધા છે. આજે તેમની સાથે અમારે જે મતભેદ છે તેને ચર્ચી બધી શંકાઓ દૂર કરવાની અમારી તીવ્ર ઇચ્છા છે. કદાચ એક મુદ્દા પર અહીં કે ત્યાં જો મતભેદ હોય તો તે સ્વીકારી તેઓ એ વાત કબુલે કે અમે તેમના જેટલા જ દેશાભિમાની છીએ, એ માટે કોશીષ કરવાની અમારી ઉત્કંઠા છે. જો અમે લોકશાહી શિસ્ત સ્વીકારીએ તો કોંગ્રેસના વિશાળ ખોળામાં અમારા માટે પણ સ્થાન છે; આઝાદીની સેનામાં અમે પણ સૈનિક બની શકીએ તેમ છીએ એ વાત તેમની પાસે કબુલાવવાની અમને આશા છે. અમે હમેશાં કોંગ્રેસની લોકશાહી શિસ્ત પાળી છે ને અમારા પક્ષનો એ આદેશ છે કે એ અમારે પાળવી જ જોઇએ.**

**જો કમ્યુનિસ્ટ શિસ્તબધ્ધ, અવિશ્રાંત કામ કરનાર સાચો દેશભક્ત ન હોય તો એની કશી પણ કિંમત નથી.**

# ૯: આમ સંસ્થાઓની એકતા

**કોંગ્રેસને તથા જનતાને સંગઠિત** કરવાની કોંગ્રેસજનોની ઇચ્છા સામે અમારે કશું કહેવાનું નથી. ઉલ્ટાનું તેમની ગેરહાજરીમાં તો અમે એ જ કાર્ય બજાવતા આવ્યા છીએ. એનો અર્થ તો અમારે મન એ જ થાય છે કે હવે દેશમાં રાજકીય જીંદગી પુનઃસ્થાપિત થઇ રહી છે. મોટા ભાગના કોંગ્રેસજનોના દિલમાં જનતાને સંગઠિત કરવાની જે સાચી લાગણી પેદા થઈ છે તેથી અમને ખૂબ સુખ થયું છે. કોંગ્રેસની અંદર અમે આજ માટે વરસો સુધી પ્રચાર કર્યો છે. અમને ચોક્કસ ખાત્રી છે કે આથી કોંગ્રેસ તથા જનતા બન્નેની તાકાત વધશે.

**કોંગ્રેસજનોના કોઈ પણ વિભાગને પોતાની અવિધિસરની સભા ભરવાનો હક્ક છે ને તેમાંથી તેઓ અમને બાકાત પણ રાખી શકે, એ**

વાત અમે કબુલ કરીએ છીએ. પણ સાફ દિલથી અમે દાવો કરીએ છીએ કે જ્યાં સુધી પૂરી ગંભીરતાથી અમે અમારી ફરજ બજાવવા તૈયાર હોઇએ ત્યાં સુધી કોંગ્રેસજનો તરીકેના બધા અધિકાર અમને મળવા જોઇએ. અમને વિશ્વાસ છે કે જેવું કોંગ્રેસનું રીતસરનું કામ શરૂ થયું કે અમને એમાંથી બાકાત રાખી શકાશે નહિ. અમારા આત્મત્યાગની તાકાત સામે કોઇ ટોળી ફાવવાની નથી; અમારી દેશદાઝ સામે કોઇ પૂર્વગ્રહ સફળ થવાનો નથી. જ્યારે કારોબારીના સભ્યો મુક્ત થશે ત્યારે તેમની સમક્ષ આરોપીના પીંજરામાં હું ખુશીથી ઉભો રહેવા તૈયાર છું. ૯મી ઓગસ્ટ પછીની અમારી નીતિરીતિ ઉપર કારોબારી ભલે પોતાનો ન્યાય ફરમાવે. મોટા ભાગના કોંગ્રેસજનો કરતાં અમને તેમની નિઃસ્વાર્થ બુદ્ધિ, રાજકીય શાણપણ તથા લોકશાહી શિસ્ત માટે વધુ માન છે. ૯ મી ઓગસ્ટ પછી જે બન્યું તેની જવાબદારી કોંગ્રેસની નથી એમ વેવેલને લખી તેઓ એ જ ચળવળમાં ભાગ ન લેવા માટે અમને કોંગ્રેસમાંથી હાંકી કાઢશે એમ હું માનતો નથી.

અમે કશું એવું કહ્યું નથી, કશું એવું લખ્યું નથી જેનો અમારે હવે ઇન્કાર કરવો પડે. અમે એવું કશું પણ કર્યું નથી જેના માટે અમારે શરમાવું પડે. અમને કોઇ વાતનો અફસોસ હોય તો એ જ છે કે એ વખતે અમારો અવાજ પૂરતો બુલંદ નહોતો, અમારા પગમાં પૂરતી તાકાત નહોતી.

તેમની અવિધિસરની સભાઓમાં પણ મુંબઈ જેટલી હદ સુધી ક્યાંય જેલમુક્ત કોંગ્રેસજનો ગયા નથી. મુંબઈમાં તો કમ્યુનિસ્ટોની સાથે સંબંધ રાખવા સામે ય મનાઈ ફરમાવવામાં આવી છે. સંયુક્ત પ્રાંતના નેતાઓ ઇચ્છે છે કે, "વર્તમાન કટોકટી"ના દિવસો ચાલે છે ત્યાં સુધી અમે તેમની "એડ હોક" (ઉપરથી નીમાયેલી) સમિતિઓમાં આવી ન શકીએ. તેઓ અમારી સાથે સહકાર સાધવા માટે કબૂલ છે; એટલું જ નહિ પણ એવા સહકાર માટે અમને કહે છે. દાખલા તરીકે નજરકેદી રાહત ફાળો કે કસ્તુરબા ફાળા માટે એમણે અમારો સહકાર માગ્યો છે ને અમે તેમને આપ્યો છે. પણ જ્યારે શ્રી. પાટીલના નેતૃત્વ તળે આવો ઠરાવ પસાર થાય ત્યારે એ સાફ બને છે કે, પાટીલના રાજકીય દષ્ટિબિંદુ પાછળ કોંગ્રેસ સોશિયાલિસ્ટોની જબ્બર પ્રેરણા છે; આવો ઠરાવ પસાર કરાવનાર પાટીલ પક્ષાપક્ષીમાં ગળાંબૂડ તરબોળ છે; અને સાથે સાથે એ પણ દેખાય છે કે, મુંબઈના કોંગ્રેસજનોમાં કમ્યુનિસ્ટો વિષેનો પૂર્વગ્રહ ઘણો ઉંડો ઘરબાયો છે; જેને લઇને તેઓએ પાટીલની આ વાત માની લીધી.

આપણે—કોંગ્રેસજનો અને કમ્યુનિસ્ટો, બન્ને જે કાર્યો કરવા જેવાં ગણીએ છીએ તે કાર્યો અમારા સહકારમાં કરવાનો જો જેલમુકત થયેલ કોંગ્રેસજનો ઈન્કાર કરશે તો એથી પ્રજા સિવાય કોને નુકશાન થવાનું છે ? ને આજે જનતા એના દરેક દેશાભિમાની બેટા તરફ આશા ભર્યાં નેણ ઠેરવી યાચી રહી છે કે એક બની કાર્ય કરો; આ વાતની કોણ ના પાડી શકે તેમ છે ? જો કોંગ્રેસજનો રાજકીય અસ્પૃશ્યતામાં માનવા માંડશે તો પછી આપણા દેશનું શુ થશે ?

અમે આશા રાખીએ છીએ કે બીજા પ્રાંતોના કોંગ્રેસજનો મુંબઇના જેવો ઠરાવ પસાર નહિ જ કરે. એટલું જ નહિ પણ મુંબઈના કોંગ્રેસજનો ફરી મળે ત્યારે એ ઠરાવને રદ કરે તેવી તેઓ તેમને વિનંતી કરશે.

**કામદાર અને કિસાન આંદોલનોમાં** અમે કોંગ્રેસજનોને હાર્દિક આવકાર આપીશું. જેમ વધુ કાર્યકરો આવશે તેમ આ આંદોલનો વધુ શકિતશાળી બનશે. આમ જનતાનાં હિતો દૃષ્ટિમાં રાખી તેમની જેમ તેઓ વધુ સેવા કરશે તેમ આપણું રાષ્ટ્રીય આંદોલન વધુ મજબુત બનશે. પણ, પંડિત નહેરૂએ અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસ તથા અખિલ હિંદ કિસાન સભાના સિદ્ધાંતો તથા પરિસ્થિતિને માન આપ્યું હતું તેવું જ માન આ ઉત્સાહી કાર્યકરો પણ આપશે એ અમારી માંગ છે. આમ છતાં પણ, કોંગ્રેસ સોશિયાલિસ્ટોની પ્રેરણા તળે જો અમૂક કોંગ્રેસજનો હરીફ આમ સંસ્થાઓ શરૂ કરવા કોશીષ કરશે તો અમે તેમને સમજાવીશું કે, એથી સંગઠનને બદલે ફાટફૂટ ઉભી થાય છે.

● **સંગઠિત કામદારો તથા કિસાનોનો** મોટો સમૂહ કોંગ્રેસને પોતાની રાષ્ટ્રીય સંસ્થા તરીકે સ્વીકારે છે; પણ સાથે સાથે તેમના દિલમાં પોતાની ટ્રેડ યુનિયન કોંગ્રેસ તથા કિસાન સભાને માટે, પોતાના વર્ગની સંસ્થા તરીકે ઉંડી મહોબ્બત છે. એટલે જો કોઈ હરીફ ટ્રેડ યુનિયન કોંગ્રેસ કે કિસાન સભા સ્થાપવામાં આવશે તો આનો તેઓ સખ્ત વિરોધ કરશે; તથા આવા પ્રયાસને, પોતાની હાલની સંસ્થાઓમાં ફૂટ પાડવાની તરકીબ તરીકે જ આને લેખશે. એટલે જો શ્રી. એસ. કે. પાટીલ જેવા બીજા લોકો પોતે માત્ર કમ્યુનિસ્ટ વિરોધી છે માટે હરીફ જન સંસ્થાઓ સ્થાપવા માંગતા હોય તો તો પરિણામ ખતરનાક આવ્યા વિના રહેશે નહિ. છેલ્લા દસ દસ વરસથી તેમણે આ માટે મુંબઈમાં મથામણો કરી છે પણ પરિણામમાં મોટું મીંડુ જ આવ્યું છે. વધુ પૈસા લાવવાથી કે વધુ કાર્યકરો લાવવાથી આ કામ થવાનું નથી. ૯ મી ઓગસ્ટ પછીના કટોકટીના દિવસો દરમિયાન કામદારોને હડતાલ પર આણવા અચ્યુત પટવર્ધન એન્ડ કંપનીએ જેટલા પૈસા વેર્યા હતા ને જેટલા જુવાનો રોકયા હતા તેથી વધુ પૈસા કે જુવાનો સહોબા પાટીલ આણી શકનાર નથી. પટવર્ધન કંપની પણ હાથ મસળતી જ રહી ગઈ હતી. એ તરકીબ ફરી અજમાવવામાં આવશે તો અમારે ફરીને કામદારોને સમજાવવું પડશે કે ધીરજ રાખો, બધા કોંગ્રેસજનો આમના જેવા નથી અને આ તો ઉંધે રસ્તે ચડી ગયેલા આપણા ભાઈઓ છે.

કોંગ્રેસ સોશિયાલિસ્ટોની "લોક ક્રાંતિ" જેમ પ્રારંભમાં જ પાંગળી બની ગઈ તેવું જ પાટીલ સાહેબની આ "નૂતન સંગઠન યોજના"નું થવાનું છે. અમારા હાથમાં આજે અનેક કઠીન કામ આવી પડયાં છે. પાટીલ એમાં એકનો ઉમેરો કરશે. જન સંગઠન અને આમ સંસ્થાઓની એકતાની રક્ષા કરવાનું તથા લડાયક કામદારો કોંગ્રેસની સામે પૂર્વગ્રહ ન કેળવે તે જોવાનું અમારૂં એક કામ વધશે. કારણ, જ્યાં આમ જનતાના સંગઠનો અસ્તિત્વ ધરાવે છે ત્યાં તેમાં ફૂટ પાડી, જનતાનું પોતે સંગઠન કરી રહ્યા છે તેવી માન્યતા સાથે થોડા કોંગ્રેસજનો આવી ફાટફુટિયા પ્રવૃત્તિ શરૂ કરે તો લડાયક કામદારો છેડાઈ પડે તેમાં નવાઇ શી ?

**જ્યાં અમારી તાકાત ઓછી છે** ત્યાં આવી હરીફ સંસ્થાઓ સ્થાપવાનું પરિણામ એ આવશે કે અસંગઠિત જનતા ન તો અમારી સંસ્થાઓમાં જોડાશે, ન તો તેમની સંસ્થામાં. જનતાની પાસે તો પોતાના દોસ્તોની પરીક્ષા કરવાની અચૂક કસોટી છે: તેઓ પૂછશે કે જો તમે ખરેખર અમારી સેવા જ કરવા માંગો છો તો ભેગા શું કામ મળી જતા નથી ? આવા સ્થળોમાં હરીફ સંસ્થાઓ ઉભી કરવાનું પરિણામ એ આવશે કે, જે કાંઇ સંગઠન છે તેમાં ફૂટ પડવાની; એટલું જ નહિ પણ, જનતામાં ઉંડી હતાશા ફેલાવાની. કારણ

તેમની નજરે તો એમ જ લાગવાનું કે, આપણે બે એવી ટોળીઓ છીએ કે જેમને સાથે-સાથ સંગઠન કરી પ્રજાની સેવા કરતાં એક બીજા સામે લડવામાં વધુ રસ છે.

રાજકીય નિષ્ફળતાનું પરિણામ શું સંસ્થાગત ફાટફૂટમાં જ આવવું જોઈએ ? કે એના પરિણામે તો ઊંડું મનન કરી, કોંગ્રેસની વધુ વિશાળ એકતા સર્જી જનતામાં વધુ સખ્ત કામ કરવું જોઇએ ? કોંગ્રેસની ભવ્ય પ્રણાલિકા પુકારી પુકારી કોંગ્રેસજનોને સાદ કરે છે કે, જરા વિચાર કરો, તમે કોઈ પણ નિર્ણય લો તે પહેલાં કમ્યુનિસ્ટ કોંગ્રેસજનોને તમારી શંકાઓ દૂર કરવા કહો. રાષ્ટ્રીય આંદોલનના એક અંગને વાઢતાં પહેલાં દુશ્મનની સામે લડવાની ચિંતા કરો! અમને દઢ આશા છે કે કોંગ્રેસજનો કોંગ્રેસની પ્રણાલિને ચૂકશે નહિ.

## અમે કોંગ્રેસની સર્વોત્તમ પ્રણાલિકાનું અનુકરણ કરવા મથીએ છીએ

★ અમે કમ્યુનિસ્ટ કોંગ્રેસજનો કોંગ્રેસની સર્વોત્તમ પ્રણાલિકાનું અનુકરણ કરવા નિરંતર મથીએ છીએ.

★ આજે અમે કોન્ગ્રેસ-લીગ એકતા માટે જ્યારે કાર્ય કરીએ છીએ ત્યારે અમે ૧૯૧૯-૨૦ ના મહાન દિનોમાંથી તથા કોંગ્રેસ-ખિલાફત આંદોલનમાં મૂર્ત થયેલી તે દિવસોની હિંદુ-મુસ્લિમ એકતાની પ્રણાલિકામાંથી પ્રેરણા લઇએ છીએ.

★ અમે કામદારો તથા કિસાનોમાં કરેલ કાર્યમાંથી, તથા ૧૯૩૦ પછીના પંડિત નહેરૂના લેખનોમાંથી પ્રેરણા મેળવીએ છીએ.

★ કોંગ્રેસમાં આજે ઉભો થયેલ પક્ષાપક્ષી તથા એકહથ્થુ સત્તામાં માનનાર વિભાગ નિષ્ફળ જશે એવી અમને શ્રદ્ધા છે. કારણ જેવી રીતે ૧૯૩૪ માં કોંગ્રેસને એક જ મતના અનુયાયીઓની સંસ્થા બનાવવાનો પ્રયત્ન નિષ્ફળ ગયો હતો તેવીજ રીતે ૧૯૪૪ નો આ પ્રયાસ પણ નિષ્ફળ જશે.

★ અમે જાણીએ છીએ કે કોંગ્રેસજનોમાં કમ્યુનિસ્ટો વિરૂદ્ધ માનસ પ્રસર્યું છે. આનું મુખ્ય કારણ તો સાચેસાચી ગેરસમજુતીઓ છે. અમારી સામે ઉડેલ કાદવ પણ આને માટે થોડો જવાબદાર છે. ગેરસમજુતીઓને દૂર કરવા અમે પૂરેપૂરી કોશીષ કરીશું, અને અમને ખાત્રી છે કે બદનામી કરનારાઓની બાજી ભુંડે હાલ થયા વિના રહેશે નહિ. કમ્યુનિસ્ટ વિરોધી પૂર્વગ્રહો સામે અમે અમારી દેશાભિમાની નીતિ રજુ કરીશું અને પૂર્વગ્રહ પીગળ્યા વિના રહેશે નહિ. ફાટફુટની યુક્તિઓ સામે અમે અમારો બચાવ કરીશું અને અમને પૂરો વિશ્વાસ છે કે અમે જીત્યા વિના રહીશું નહિ.

પરિશિષ્ટ : ૧

# ઑગસ્ટ ઠરાવ

## સત્તાની ફેરબદલીને લગતો ભાગ

### મૂળ કલમ :

"એથી એ. આઇ. સી. સી. હિંદમાંથી બ્રિટિશ સત્તા પાછી ખેંચી લેવાની ભારપૂર્વક માગણી કરે છે. હિંદની સ્વતંત્રતાની જાહેરાત થતાં, કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવશે અને આઝાદ હિંદ સંયુક્ત રાષ્ટ્રોનું સાથી બનશે; આઝાદી માટેના સંયુકત પ્રયાસોની મુશ્કેલીઓમાં તે તેમનું સહભાગી બનશે. દેશના મુખ્ય પક્ષો અને વર્તુલોના સહકાર વડે જ કામચલાઉ સરકાર ઉભી થઇ શકે. આ રીતે, હિંદના લોકોના તમામ અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતી એ સંયુકત સરકાર હશે. પોતાની મિત્ર સત્તાઓના સાથમાં રહીને તમામ સશસ્ત્ર બળથી તેમ જ પોતાની સઘળી અહિંસક તાકાત વડે આક્રમણનો સામનો કરવો અને હિંદનો બચાવ કરવો; તથા ખેતરો, કારખાનાં અને અન્ય જગ્યાઓએ કામ કરતા કામદારો, કે જેમના હાથમાં તમામ સત્તા અને હકૂમત હોવી જોઇએ તેમની ઉન્નતિ અને પ્રગતિ કરવી—એ એનું પ્રાથમિક કાર્ય હોવું જોઇએ. કામચલાઉ સરકાર, લોક પ્રતિનિધિ સભા માટેની યોજના ઘડી કાઢશે; જે, લોકોના તમામ વર્ગોને સ્વીકાર્ય હોય તેવું હિંદની સરકાર માટેનું બંધારણ ઘડશે. કોંગ્રેસના મત પ્રમાણે આ બંધારણ સમવાયી હશે. સમવાયી ઘટકોને વિશાળમાં વિશાળ સ્વાયત્ત સત્તા રહેશે અને શેષ સત્તાઓ ( રેસિડ્યુઅરી પાવર્સ ) પણ તેમના હાથમાં રહેશે. આ તમામ આઝાદ દેશોના પ્રતિનિધિઓ, આક્રમણનો સામનો કરવાના સહિયારા કાર્ય માટેનો સહકાર અને અરસપરસના લાભને નજરમાં રાખી, વાટાઘાટો કરી હિંદ અને મિત્રરાષ્ટ્રો વચ્ચેના ભાવિ સંબંધો નક્કી કરશે. લોકોની સંયુકત તાકાત અને મનોબળ ધરાવતા હિંદને આક્રમણનો અસરકારક સામનો કરવા, આઝાદી પ્રેરી શકશે."

### કમ્યુનિસ્ટ સુધારા સાથે :

"એથી એ. આઈ. સી. સી. હિંદમાંથી બ્રિટિશ સત્તા પાછી ખેંચી લેવાની ભારપૂર્વક માગણી કરે છે. હિંદની સ્વતંત્રતાની જાહેરાત થતાં કામચલાઉ સરકારની સ્થાપના કરવામાં આવશે અને આઝાદ હિંદ સંયુકત રાષ્ટ્રોનું સાથી બનશે; આઝાદી માટેના સંયુકત પ્રયાસોની મુશ્કેલીઓમાં તે તેમનું સહભાગી બનશે. દેશના મુખ્ય પક્ષો અને વર્તુલોના સહકાર વડે જ કામચલાઉ સરકાર ઉભી થઇ શકે. આ રીતે, હિંદના તમામ અગત્યના વર્ગોનું પ્રતિનિધિત્વ ધરાવતી એ સંયુકત સરકાર હશે. પોતાની મિત્ર સત્તાઓના સાથમાં રહીને તમામ સશસ્ત્ર બળથી તેમ જ પોતાની સઘળી

અહિંસક તાકાત વડે આક્રમણનો સામનો કરવો અને હિંદનો બચાવ કરવો; તથા ખેતરો, કારખાનાં અને અન્ય જગ્યાઓએ કામ કરતા કામદારો, કે જેમના હાથમાં તમામ સત્તા અને હકૂમત હોવી જોઇએ તેમની ઉન્નતિ અને પ્રગતિ કરવી એ એનું પ્રાથમિક કાર્ય હોવું જોઇએ. કામચલાઉ સરકાર, લોકપ્રતિનિધિ સભા માટેની યોજના ઘડી કાઢશે; જે, લોકોના તમામ વર્ગોને સ્વીકાર્ય હોય તેવું હિંદની સરકાર માટેનું બંધારણ ઘડશે. કોંગ્રેસના મત પ્રમાણે આ બંધારણ સમવાયી હશે. જેનું દરેક **સમવાયી ઘટક, હિંદના લોકોના આછેવત્તે અંશે એકરંગી વિભાગનું બનેલ હશે; આ વિભાગના લોકો, ઐતિહાસિક પ્રણાલિ, સમાન ભાષા, સંસ્કારિતા અને માનસિક ઘડતર તથા સમાન આર્થિક જીવનને કારણે, એક સળંગ પ્રદેશને પોતાનું વતન ગણી તેની સાથે સંકડાયેલા હશે. આવાં તમામ સમવાયી ઘટકોને, સમાન અને સ્વતંત્ર સભ્ય તરીકે સ્વાયત્ત સત્તાનો તથા સાથોસાથ સમવાયી તંત્રમાંથી અલગ થવાનો હક્ક રહેશે.** આ તમામ દેશોના પ્રતિનિધિઓ, આક્રમણનો સામનો કરવાના સહિયારા કાર્ય માટેનો સહકાર અને અરસપરસના લાભને નજરમાં રાખી, વાટાઘાટો કરી હિંદ અને મિત્ર રાષ્ટ્રો વચ્ચેના ભાવિ સંબંધો નક્કી કરશે. લોકોની સંયુકત તાકાત અને મનોબળ ધરાવતા હિંદને આક્રમણનો અસરકારક સામનો કરવા, આઝાદી પ્રેરી શકશે.”

# ક્રિયાત્મક ભાગ

## મૂળ કલમ :

“દુનિયાની આઝાદીના હિતની દૃષ્ટિએ, આ છેલ્લી ઘડીએ, એ. આઇ. સી. સી. હજી ફરીથી, બ્રિટન અને સંયુકત રાષ્ટ્રોને આ અપીલ કરે છે. પરંતુ, કમિટીને લાગે છે કે, દેશને ગુલામ રાખતી અને દેશનાં પોતાનાં તેમજ માનવજાતના હિતમાં કામ કરતાં રૂકાવટ પેદા કરતી શાહીવાદી અને સત્તાધારી સરકાર સામે, પોતાનો હકક સ્થાપિત કરવા માગતા દેશને રોકવામાં હવે જરાયે વ્યાજબીપણું નથી.

“ એથી, આઝાદી અને સ્વતંત્રતા માટેના હિંદના અબાધિત અધિકારને સ્થાપિત કરવા માટે, વિશાળમાં વિશાળ ધોરણે અને અહિંસક રીતે આમ આંદોલન ઉભું કરવા પાછળ પોતાનો ટેકો આપવાનો કમિટી નિર્ણય કરે છે; કે જેથી છેલ્લા બાવીસ વરસની શાંત લડત દરમિયાન દેશે એકઠી કરેલી તમામ અહિંસક તાકાતનો દેશ ઉપયોગ કરી શકે. આવી લડત ગાંધીજીની નેતાગીરી હેઠળ જ હોવી જોઈએ; અને કમિટી તેમને નેતાગીરી સ્વીકારવાની અને ભાવિ પગલાંઓના સંબંધમાં દેશને દોરવાની વિનંતી કરે છે.

“ કમિટી હિંદના લોકોને, પોતા પર આવનારી મુશ્કેલીઓનો બહાદૂરી અને સહનશીલતાથી સામનો કરવાની, ગાંધીજીની આગેવાની હેઠળ સંગઠિત રહેવાની અને હિંદની આઝાદીના શિસ્તબદ્ધ સૈનિકોની માફક તેમની સૂચનાઓને અમલમાં મૂકવાની અપીલ કરે છે. પ્રજાએ એ યાદ રાખવું જોઈએ કે, આંદોલનની ભૂમિકા અહિંસા છે.

એવો વખત પણ આવે કે જ્યારે સૂચના આપવાનું શકય ન બને યા તો આપણા લોકોને સૂચનાઓ પહોંચી ન શકે, અને કોન્ગ્રેસ સમિતિઓ કામ પણ ન કરતી હોય, ત્યારે આ આંદોલનમાં ભાગ લેનાર દરેક સ્ત્રી–પુરુષ, સામાન્ય સૂચનાઓ અપાઇ હોય તેની મર્યાદામાં રહીને પોતાની જાતે કામ કરે. આઝાદી ઈચ્છનાર અને એ માટે મથનાર દરેક હિંદીએ, આરામસ્થાન વિનાના અને આખરે આઝાદી અને હિંદની મુક્તિમંઝીલ તરફ જતા કઠીન માર્ગે પોતાની જાતને આગળ લઇ જવામાં પોતાના માર્ગદર્શક બનવું જોઈએ.

"છેવટમાં, આઝાદ હિંદમાં ભાવિ સરકાર કેવી હશે એ પર એ. આઇ. સી. સી. એ પોતાના વિચાર પ્રગટ કર્યા છે ત્યારે, તમામ લાગતા વળગતાઓ આગળ એ. આઇ. સી. સી. એ સ્પષ્ટ કરવા માગે છે કે, આમ આંદોલન ઉભું કરી, કોન્ગ્રેસ માટે સત્તા મેળવવાનો તેનો ઈરાદો નથી. સત્તા, આવશે ત્યારે હિંદની સારીયે પ્રજાની હશે."

## કમ્યુનિસ્ટ સુધારા સાથે:

"દુનિયાની આઝાદીના હિતની દૃષ્ટિએ, આ છેલ્લી ઘડીએ, એ. આઇ. સી. સી. હજી ફરીથી બ્રિટન અને સંયુક્ત રાષ્ટ્રોને આ અપીલ કરે છે. પરંતુ, કમિટીને લાગે છે કે નિષ્ક્રિયતાની નીતિ ચાલુ રાખવામાં હવે જરાયે વ્યાજબીપણું નથી; અને આજના ખતરાનો સામનો કરવા માટે હિંદની તાત્કાલિક આઝાદી હાંસલ કરવા ઈચ્છનાર અને ફાસિવાદી આક્રમણખોરો સામે, સંયુકત રાષ્ટ્રો અને તેમનાં સૈન્યોના સહકારમાં જે સશસ્ત્ર તેમજ અહિંસક લોકરક્ષણ ઉભું કરવાની જવાબદારી લેશે, તેવી કામચલાઉ રાષ્ટ્રીય સરકારની રચનાને ટેકો આપવા યા તો તેમાં ભાગ લેવા તૈયાર થનાર લોકોના તમામ વર્ગો અને પક્ષોનો રાષ્ટ્રીય સંયુકત મોરચો રચવામાં તેણે હવે પહેલ કરવી જોઈએ.

એથી, કમિટી ઠરાવે છે કે—

(૧) આ મહાન કટોકટીની વેળાએ, બ્રિટિશ વર્ચસ્વનો અંત આણવા અને કામચલાઉ રાષ્ટ્રીય સરકાર સ્થાપવા માટે સર્વાંગી રાષ્ટ્રીય એકતા હાંસલ કરવી એ અત્યંત આવશ્યક છે; અને આ ધ્યેયને નજરમાં રાખીને, મુસ્લિમ લીગ સાથે સંયુકત મોરચો ઉભો કરવા અને સમાધાન પર આવવા સાફદિલ પ્રયાસ કરવાનું તે નકકી કરે છે. સમાન ઐતિહાસિક પ્રણાલિ, ભાષા, સંસ્કારિતા માનસિક ઘડતર અને સમાન આર્થિક જીવનવાળા, તેમજ ઓછેવ-તે અંશે એકરંગી વસ્તીવાળા પ્રદેશોને ધોરણે ઘડાયેલા સમવાયી એકમોને અલગ પડવા સાથેના સ્વાયત સત્તાના હકકની બાંહેધરી હોય, તેવા આઝાદ અને સંયુકત હિંદના સમવાયી બંધારણના વચનથી કોંગ્રેસ બંધાય છે. અને સંયુકત મોરચો તથા સંયુકત કામચલાઉ રાષ્ટ્રીય સરકારની સ્થાપના માટેના સમાધાનની એ પૂરતી ભૂમિકા છે.

(૨) કોંગ્રેસ અને લીગે એકતા હાંસલ કર્યા પછી, રાષ્ટ્રીય માંગ માટે વિશાળમાં વિશાળ ટેકો મેળવી તથા સંયુક્ત રાષ્ટ્રોનાં લશ્કરોના સહકારમાં આક્રમણકારોનો સશસ્ત્ર સામનો કરવા બંધાયેલ કામચલાઉ રાષ્ટ્રીય સરકારની તાત્કાલિક સ્થાપના માટેની વ્યવહારૂ યોજના અંગે સારૂંયે હિંદ એકમત અને સંયુક્ત છે એ સંયુકત રાષ્ટ્રોની પ્રજાઓને જાહેર કરી, હિંદમાં તમામ પક્ષોને એક કરવા જોઈએ.

**(૩) સત્તાની તાત્કાલિક ફેરબદલી અને કામચલાઉ રાષ્ટ્રીય સરકારની સ્થાપનાની માગણી કરતા દેશવ્યાપી આમ દેખાવો અને સભાઓ કરવા; આક્રમણકાર સામે રાષ્ટ્રીય સામનાની ભાવના લોકોમાં પ્રેરવા અને પ્રગટાવવા; જપાન તરફી વલણ સામે લડવા; લોકોના રક્ષણ માટે સંયુક્ત લોકપ્રયાસોને સંગઠિત કરવા; અને જ્યાં જ્યાં સત્તાવાળાઓ લોકહિતમાં કામ કરતા હોય ત્યાં ત્યાં તેમના પ્રયાસો સાથે આપણા લોક-રક્ષણના સંયુક્ત પ્રયત્નોને સાંકળી લઈ, અને જ્યાં તેઓ ઉશ્કેરણીના પ્રયાસો કરતા હોય ત્યાં તેમનો સામનો કરી કોંગ્રેસ અને લીગે એકી સાથે, લોક-સંગઠન માટે સંયુક્ત આમ આંદોલન ઉભું કરવામાં પહેલ કરવી જોઈએ.**

પરિશિષ્ટ : ૨

# કોની જવાબદારી ?

**૧.** લિનલિથગો પરના પોતાના પત્રવ્યવહાર દરમિયાન ગાંધીજીએ જણાવ્યું હતું :

"કોન્ગ્રેસ નેતાઓની સામુદાયિક ધરપકડે, પોતાની જાત પરનો કાબુ ગુમાવી દે એટલી હદ સુધી લોકોને ક્રોધાયમાન કરી મૂક્યા હોય તેમ લાગે છે..."

● ટોટનહામના તહોમતનામાનો પોતાનો જવાબ સમેટતાં ગાંધીજીએ નીચેના શબ્દોમાં એ જ મુદ્દો ફરીને ભારપૂર્વક રજુ કર્યો હતો :

"બ્રિટિશો ચાલ્યા જાય એવી મારી દરખાસ્ત પાછળ આમ હિલચાલની કોઈ ખાસ યોજના ઘડાઈ નહોતી કે વિચારાઈ નહોતી એ બતાવવા મેં પ્રયાસ કર્યો છે; મેં કે કોઇ પણ કોન્ગ્રેસ આગેવાને હિંસાનો કદિયે વિચાર કર્યો નહોતો ; મેં જાહેર કર્યું હતું કે, કોન્ગ્રેસસજનો હિંસા કરશે તો તેઓ મને તેમની વચ્ચે જીવતો નહિ જુએ. **આમ—આંદોલન મેં શરૂ જ કર્યું નહોતું પણ એ શરૂ કરવાની તમામ જવાબદારી મારા હાથમાં મૂકવામાં આવી હતી; હું તો સરકાર સાથે વાટાઘાટો કરવાના વિચારમાં હતો; વાટાઘાટો ભાંગી પડે તો જ હું આંદોલન ઉપાડવાનો હતો, અને વાટાઘાટો માટે 'બે થી ત્રણ અઠવાડિયાં'નો ગાળો જશે એવું મેં માન્યું હતું.**

"**એથી, આ પરથી સાફ થાય છે કે ગઈ ૯ મી ઓગસ્ટે અને ત્યાર પછી જે તોફાની બનાવો બન્યા તે ધરપકડો ન થઈ હોત તો ન બનત. પહેલાં તો વાટાઘાટોને સફળ બનાવવા અને ત્યારબાદ જો નિષ્ફળ જાત તો તોફાની બનાવોને દૂર કરવા મેં તમામ શક્તિ ખર્ચી હોત......**

"......આંદોલન અહિંસક રહેવું જોઈએ એવું કોન્ગ્રેસ આગેવાનો ઈચ્છતા હતા......એથી જે કૈં હિંસા લોકોથી થઈ—પછી તે કોન્ગ્રેસજનો હોય કે બીજા હોય,—તો તે આગેવાનોની ઇચ્છા વિરૂદ્ધ થઇ હતી."

**૨.** કોન્ગ્રેસ કારોબારી વતી લિથલિથગો પર લખાયેલા અને તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા પોતાના પત્રમાં મૌલાના આઝાદ લખે છે.

**● "વ્યક્તિગત રીતે અને અમારી સંસ્થા વતી બોલતાં સામૂહિક રીતે, અમને લાગેવળગે છે ત્યાં સુધી હું સાફ કરવા ઇચ્છું છું કે, કોંગ્રેસે ગુપ્ત આંદોલન જગાવ્યું હતું એવો તમારો આક્ષેપ તદ્દન ખોટો અને પાયા વિનાનો છે......**

"કોન્ગ્રેસે જાણી બુઝીને હિંસા અને ભાંગફોડની ઉત્તેજના કરી હોત કે તેને પ્રોત્સાહન આપ્યું હોત તો હિંદમાં શું પરિણામ આવ્યું હોત એ પર વિચાર કરવાનું હું સૂચન કરું છું; કારણ, કોન્ગ્રેસ અતિ પાંગરેલી છે અને અત્યારસુધીમાં જે કંઈ બન્યું તેથી સોગણી વધારે ખરાબ પરિસ્થિતિ પેદા કરી શકે એટલી તે અસર ધરાવે છે.

"......અમારી ધરપકડ પછી, સરકાર તરફથી લોકો પર જે કંઈ બન્યું તેની હિંદી જનતા પર થયેલી અસર અને એને લીધે કેટલા લોકો આંધળુકિયાં કરવા તરફ ઢસડાયા હશે તે પર તમે વિચાર કરો એમ હું ઇચ્છું છું."

**૩.** ૧૯૪૨ ના ૯ મી ઓગસ્ટની સવારમાં કોન્ગ્રેસના આગેવાનોની ધરપકડ થયા પછી થોડા કલાકોને અંતે, કમ્યુનિસ્ટો વતી પૂરણચંદ જોશીએ નીચેનું નિવેદન પ્રસિદ્ધ કર્યું હતું. આ નિવેદનમાં કટોકટી પેદા કરવાની જવાબદારી સરકાર પર નાખવામાં આવી હતી; અને, મુંબઈ એ. આઈ. સી. સી. માં લડતનો નહિ પણ વાટાઘાટનો આદેશ અપાયો હતો એની લોકોને યાદ આપવામાં આવી હતી. આપમેળે નિયુક્ત થયેલ "એ. આઈ. સી. સી. સંચાલન મંડળ" તરફથી શ્રી. અચ્યુત પટવર્ધન અને ડૉ. રામ મનોહર લોહિયા એ વખતે એવું કહી રહ્યા હતા કે, કોન્ગ્રેસે મુંબઇની એ. આઇ. સી. સી. માં આમ આંદોલનનો આદેશ આપ્યો છે. એવે વખતે, ઓગસ્ટના ઠરાવનો ઉપરનો મર્મ કમ્યુનિસ્ટ પાર્ટીએ રજુ કર્યો હતો એ ધ્યાનમાં રાખવા જેવું છે.

**ગાંધીજીએ પોતાની ધરપકડ બાદ પાંચ દહાડાને અંતે, ૧૪ મી ઓગસ્ટે લિનલિથગો પર પહેલો પત્ર લખ્યો હતો. આ પત્રમાં તેમણે જે રાજકીય વલણ લીધું હતું એ જ રાજકીય વલણ પૂરણચંદ જોશીના આ નિવેદનમાં જોવા મળે છે.**

**"ઉદ્ધત શાહીવાદીઓએ પહેલો ફટકો વીંઝયો છે. કોંગ્રેસે તો વાટાઘાટો માટે દ્વાર ઉઘાડાં રાખ્યાં હતાં. પરંતુ, નોકરશાહી સરકારે સારી યે રાષ્ટ્રીય નેતાગીરીને કેદ કરી એનો જવાબ વાળ્યો. ઉશ્કેરણી સરકારે કરી છે; અંધાધુંધીનાં બળોને સરકારે વહેતાં મૂકયાં છે અને પોતાના અંધાપામાં, તે રાષ્ટ્ર વિરોધી—કોંગ્રેસ વિરોધી મોરચો ઉભો કરવા પ્રયાસ કરે છે.**

"જે માર્ગે સરકાર જઇ રહી છે તે માર્ગ આપણા પ્યારા દેશ માટે નર્કનો છે; લોહી તરસ્યા દમનથી એકાએક જાગી ઉઠતાં રમખાણોનો છે. આપણી રાષ્ટ્રીય માંગને પગ તળે ચાંપી એ બ્રિટિશ વિરોધી દેશાભિમાની લાગણીને ફાસિવાદ તરફી હતાશ

મનોદશામાં પલટી નાખશે. રાષ્ટ્રીય રક્ષણને નામે, સરકાર જે પાયા પર સફળ રાષ્ટ્રીય રક્ષણ ઉભું થઇ શકે તે પાયાને જ નબળો બનાવી રહી છે. જે માર્ગે સરકાર જઈ રહી છે તેનો અર્થ તો હિંદ માટે બીજું બ્રહ્મદેશ સર્જવાનો છે.

"અમે કમ્યુનિસ્ટો ચોક્કસપણે માની છીએ કે, કારોબારીએ આપેલી લડતની દોરવણી એ રાષ્ટ્રીય લડતનો નહિ પણ આત્મઘાતનો માર્ગ હતો. એ છતાં, એ. આઈ. સી. સી. નો મત મેળવી, રાષ્ટ્રીય નેતાઓએ છેલ્લી ઘડી સુધી સમાધાન માટે યત્ન કરવાની પોતાની ઉત્કંઠા જાહેર કરી હતી. એટલે, ઉધ્ધત પરદેશી સરકારે જ કટોકટી ઉભી કરી છે.

**"અમે કમ્યુનિસ્ટો સરકારને પીછેહઠ કરાવવા અમારાથી બનતું બધું કરીશું. રાષ્ટ્રીય નેતાઓની બીનશરતી મુક્તિ અને રાષ્ટ્રીય સરકાર તથા હિંદની આઝાદી માટે કોંગ્રેસ સાથે તાત્કાલિક વાટાઘાટની માગણી માટે અમે લોકોને સંગઠિત કરીશું. આપણું મહાન રાષ્ટ્રીય આંદોલન અંધાધુંધીની આગમાં ન હોમાઇ જાય એ માટે અમે અમારી તમામ શક્તિઓ ખર્ચશું. સરકારે આપણા ઘરને આગ ચાંપી છે; વિનાશમાંથી આપણા દેશને માત્ર લોકો જ બચાવી શકશે.**

"તમામ સાથી દેશવાસીઓને અને તમામ લોકસંસ્થાઓને આ પ્રસંગે જાગૃત થવાની અમે અપીલ કરીએ છીએ. આજે આપણા દેશાભિમાનની કસોટી છે. ફાસિસ્ટ આક્રમણખોરો સામેનું આપણું એક માત્ર હથિયાર—આપણી સંગઠિત રાષ્ટ્રીય હિલચાલનો નાશ કરી તેને દફનાવી દેવા નોકરશાહી ઇચ્છે છે. કોન્ગ્રેસ વિરોધી મોરચો ઉભો કરવાની સરકારની રમતને આપણે ભંડારી દેવી જ રહી. કોન્ગ્રેસના નેતાઓની તાત્કાલિક મુક્તિ અને હિંદની રાષ્ટ્રીય માંગ સંતોષવા વાટાઘાટની શરૂઆતની માગણી આપણો સંયુકત અવાજ ઉઠાવે છે. હિંદના તેમજ સંયુકત રાષ્ટ્રોના લોકોનાં સમાન હિતની દ્રષ્ટિએ આ માગણી ઉઠાવવામાં આવી છે. એક એક દિવસ જાય છે ને ફાસિસ્ટ આક્રમણખોરોને એક એક દિવસ મળે છે."

અઠવાડિયામાં તો પોલિસ દમને જગાવેલ લોકગુસ્સાની આંધી વધી અને ભાંગફોડની પહેલી નિશાની યે જણાવા લાગી. એ વખતે, લોકયુધ્ધના તંત્રીલેખમાં (તા. ૧૬ મી ઓગસ્ટે) લખવામાં આવ્યું હતું :

**"શાહીવાદી નોકરશાહીએ છુટ્ટા મૂકેલ જંગલી દમનના ઝંઝાવાતે સારા યે દેશને આગ ચાંપી છે. લોકોના એકઠા થયેલા ગુસ્સા અને અસંતોષને ઘોદો મારી તેને અવ્યવસ્થિત તથા આકસ્મિક જુવાળમાં પલટાવવાનો અને ત્યારબાદ લાઠી, ગોળીબાર અને ટીઅર ગેસથી તેનો સામનો કરવાનો આ પ્રયાસ છે...હિંદ અને આઝાદી વાંચ્છુ માનવતા સામે આવો ભયંકર ગુનો કરવા માટે કોણ જવાબદાર છે? હિંદની આઝાદીની હિલચાલ માટે રક્તકુંડો ઉભા કરવાના સ્વપ્ન સેવનાર અને પોતાની ફાસિવાદ તરફી શરણાગતિની નીતિ વડે બ્રિટિશ જનતા પર આફત લાદનાર મિ. એમેરી**

**અને તેની નિષ્ઠુર ટોળકી જ આને માટે જવાબદાર છે...**

"......નીચેની બાબતો સમજવાની અને પોતાની દેશાભિમાની ફરજનો માર્ગ ઢુંઢી કાઢવાની અમે તમામ સાથી કૉન્ગ્રેસજનોને અપીલ કરીએ છીએ:

(૧) ખરી રીતે તો હિંસક આમ આંદોલનનો આદેશ કૉન્ગ્રેસે આપ્યો જ નથી. દેશને એ માટે તૈયાર કરે અને દોરવણી આપે એ પહેલાં તો એ માટે નિયુક્ત થયેલ મુખ્ય નેતાને ગિરફતાર કરવામાં આવ્યા છે.

(૨) નેતાઓની ધરપકડ થાય તો પછી સવિનય કાનુનભંગનો માર્ગ અખત્યાર કરવાનો કોઇ કાર્યક્રમ એ. આઇ. સી. સી. એ આપ્યો જ નથી.

(૩) અંધાધૂંધી અને અર્થહીન હિંસાનો કૉન્ગ્રેસે યા તો મહાત્માજીએ આદેશ આપ્યો નથી. આવાં કાર્યો કૉન્ગ્રેસ અને રાષ્ટ્ર વિરોધી છે."

# ભાંગફોડ

**૧.** લિનલિથગો પરના પોતાના પત્રોમાં અને ટોટનહામના તહોમતનામાના પોતાના ઉત્તરમાં ગાંધીજીએ ભાંગફોડનો ફરી ફરીને વિરોધ કર્યો છે.

૧૯૪૩ ના જાન્યુઆરીમાં લિનલિથગોને ગાંધીજીએ લખ્યું હતું:

"અલબત્ત, ગઈ ૯ મી ઓગસ્ટ પછીના બનેલા બનાવોથી મને અફસોસ થાય છે. પરંતુ, એ માટેનો સઘળોયે દોષ મેં શું હિંદી સરકાર પર ઢોળ્યો નથી?......એ છતાં, આજ પૂર્વે અહિંસામાં હું ચૂસ્તપણે માનનાર હતો તેવો જ આજે પણ છું એ હું છાપરે ચઢીને કહી શકું તેમ છું. કદાચ તમને એ ખબર નહિ હોય કે, કૉન્ગ્રેસ કાર્યકરોને હાથે થયેલી કોઈ પણ હિંસાને મેં છડેચોક અને સાફ સાફ વખોડી કાઢી છે......"

● ટોટનહામને જવાબ આપતાં ગાંધીજીએ આ વાત ફરીને ઉચ્ચારી હતી. ૯ મી ઓગસ્ટ પછીના 'હરિજનમાં,' "પૂલો, પાટાઓ અને એવી બીજી વસ્તુઓમાં ખલેલ કરવાની" શ્રી.મશરૂવાળાની સૂચનાઓની ટીકા કરી, તેમણે અમૂક પ્રકારનાં ભાંગફોડનાં કાર્યોને ધુત્કારી કાઢયાં હતા. તેમણે જણાવ્યું હતું કે, "આમ જનતા આવાં કાર્યો અહિંસક રીતે કરશે એવું આપણે માની શકીએ નહિ. એટલે, તેમની સામે આ રજુ કરવું એ ભયંકર છે."

**૨.** "એ. આઈ. સી. સી. ના નામ હેઠળ અપાતી ગુપ્ત સૂચનાઓ હેઠળ ભાંગફોડની ચળવળ ચલાવાઇ છે" એ આક્ષેપના કૉંગ્રેસ કારોબારી વતી મૌલાના આઝાદે આપેલા અને તાજેતરમાં પ્રસિદ્ધ થયેલા જવાબમાં જણાવવામાં આવ્યું છે કે—

"અમે સત્તાવાર રીતે કહી શકીએ છીએ કે, એ. આઈ. સી. સી. એ કોઇ પણ વખતે આવી ચળવળ વિચારી નથી અને ગુપ્ત રીતે કે બીજી કોઇ પણ રીતે આવી સૂચનાઓ કદિયે અપાઈ નથી...કોઇ પણ કૉંગ્રેસ સંસ્થા યા તો જવાબદાર કૉંગ્રેસી સ્રી–પુરૂષ બોમ્બબાજી કે અન્ય ત્રાસવાદી કૃત્યોમાં ખરેખર શામેલ ન જ થઇ શકે એની અમને ખાત્રી છે...બોમ્બબાજી અને ત્રાસવાદી કાર્યોને જવાબદાર કૉંગ્રેસજનો ઉત્તેજન ન જ આપી શકે."

**૩.** ૧૯૪૨ ની ૨૩ મી ઓગસ્ટે, હિંદી કમ્યુનિસ્ટ પાર્ટીના મંત્રી પૂરણચંદ

જોશીએ લોકયુદ્ધમાં અપીલ કરતાં જણાવ્યું હતું કે—

"હિંદની રક્ષાને નામે, જેને લઈને સફળ રાષ્ટ્રીય સંરક્ષણ શકય છે તે રાજકીય મુદ્દાઓ પર જ ઘા વીંઝવામાં પરદેશી સરકાર પરોવાઈ છે……

"…સરકારી પગલાંથી ઉશ્કેરાઈ જઈ, આપણા દેશભકતો, હિંદની આઝાદીને નામે રાષ્ટ્રીય રક્ષણનાં વ્યવહારિક સાધનો અને હથિયારોને ખતમ કરવા બહાર પડયા છે… હિંદના ઉત્પાદન અને વાહનવ્યવહાર સાથે ચેડાં કરવાં એ હિંદની આઝાદી માટેની લડત નથી પરંતુ ફાસિસ્ટ આક્રમણખોરને મદદ કરવા બરાબર છે.

"હિંદની આઝાદી થોભી શકશે પરંતુ હિંદનું રક્ષણ નહિ—એ. આઈ. સી. સી. માંના મૌલાના આઝાદના આ પ્રેરક ભાષણને એ ભૂલી જવા બરાબર છે…અમે અહીં જે કૈં કહીએ છીએ તે તો ખુદ મુંબઈ એ. આઈ. સી. સી. ઠરાવનું ટાંચણ જ છે.

"……કોંગ્રેસ દેશભક્તોને અમારી અપીલ છેઃ ભાંગફોડથી વિમુખ બનો. ભાંગફોડ હિંદનાં રક્ષણનાં સાધનોનો નાશ કરે છે અને એ આપણને આઝાદી તરફ નહિ પરંતુ ફાસિવાદની ગુલામી તરફ ઘસડી જશે. તમામ પક્ષો અને સંસ્થાઓને એક કરવાના કાર્ય પાછળ તમારી શક્તિ લગાડો…આ તમારી દેશાભિમાની ફરજ છે; કારણ, તમે આપણા દેશની મુખ્ય રાષ્ટ્રીય સંસ્થાના અંગ છો."

# રાષ્ટ્રીય સરકાર

**૧.** જેલમાંથી છૂટયા બાદ, ગાંધી–જિન્ના મંત્રણાઓ શરૂ થઇ તે અગાઉ થોડા વખત પહેલાં ગાંધીજીએ વેવેલ પર લખેલા પોતાના પત્રમાં અને **"ન્યૂસ ક્રોનિકલ"**ના પ્રતિનિધિ સ્ટુઅર્ટ ગેલ્ડર સાથેની મુલાકાતમાં કામચલાઉ રાષ્ટ્રીય સરકાર અંગેની પોતાની નક્કર દરખાસ્તો રજુ કરી હતી. આ પહેલાં, ગાંધીજીએ ૧૨મી ઓગસ્ટ પછી અનેકવાર લિનલિથગોને **"મડાગાંઠનો ઉકેલ કરવા"** **"નેતાઓને છોડી મૂકવા"** અને **"સમાધાન માટેના"** પ્રયાસો કરવા લખ્યું હતું.

**૨.** ૯ મી ઓગસ્ટ પછીના લોકયુધ્ધના પહેલા જ અંકમાં લખાયેલ તંત્રીલેખમાં નીચે પ્રમાણે અપીલ કરવામાં આવી હતી:

**"કોંગ્રેસ પરનો પ્રતિબંધ ઉઠાવી લો……દમન બંધ કરો, નેતાઓને છોડી મૂકો અને રાષ્ટ્રીય સરકાર માટે કોંગ્રેસ સાથે વાટાઘાટ કરો."**

ગેલ્ડર સાથેની મુલાકાત પ્રસિધ્ધ થયા પછી તરતના, ૧૯૪૪ની ૧૬મી જુલાઈના લોકયુધ્ધમાં ગાંધીજીની આ દરખાસ્તોને "વિરાટ પગલાં" તરીકે ગણાવી લખવામાં આવ્યું હતું કે—

"આની સાથે, ગાંધીજીએ જેનો જાહેરમાં સ્વીકાર કર્યો છે એ આત્મનિર્ણય પરની રાજાજીની ફોર્મ્યુલા લેતાં, આપણે એક જ ઝાટકે મડાગાંઠના અંતની નજીક આવી પહોંચ્યા છીએ!"

શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી છાપી, હિંદી કમ્યુનિસ્ટ પાર્ટી માટે રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કર્યું.

"સાફ દિલથી અમે દાવો કરીએ છીએ કે જ્યાં સુધી પૂરી ગંભીરતાથી અમે અમારી ફરજ બજાવવા તૈયાર હોઇએ ત્યાં સુધી કોંગ્રેસજનો તરીકેના બધા અધિકાર અમને મળવા જોઇએ. અમને વિશ્વાસ છે કે જેવું કોંગ્રેસનું રીતસરનું કામ શરૂ થયું કે અમને એમાંથી બાકાત રાખી શકાશે નહિ. અમારા આત્મત્યાગની તાકાત સામે કોઇ ટોળી ફાવવાની નથી; અમારી દેશદાઝ સામે કોઇ પૂર્વગ્રહ સફળ થવાનો નથી. જ્યારે કારોબારીના સભ્યો મુક્ત થશે ત્યારે તેમની સમક્ષ આરોપીના પીંજરામાં હું ખુશીથી ઉભો રહેવા તૈયાર છું. ૯ મી ઓગસ્ટ પછીની અમારી નીતિરીતિ ઉપર કારોબારી ભલે પોતાનો ન્યાય ફરમાવે. મોટા ભાગના કોંગ્રેસજનો કરતાં અમને તેમની નિઃસ્વાર્થ બુધ્ધિ, રાજકીય શાણપણ તથા લોકશાહી શિસ્ત માટે વધુ માન છે. ૯ મી ઓગસ્ટ પછી જે બન્યું તેની જવાબદારી કોંગ્રેસની નથી એમ વેવેલને લખી તેઓ એ જ ચળવળમાં ભાગ ન લેવા માટે અમને કોંગ્રેસ-માંથી હાંકી કાઢશે એમ હું માનતો નથી.

અમે કશું એવું કહ્યું નથી, કશું એવું લખ્યું નથી જેનો અમારે હવે ઇન્કાર કરવો પડે. અમે એવું કશું પણ કર્યું નથી જેના માટે અમારે શરમાવું પડે. અમને કોઇ વાતનો અફસોસ હોય તો એ જ છે કે એ વખતે અમારો અવાજ પૂરતો બુલંદ નહોતો, અમારા પગમાં પૂરતી તાકાત નહોતી."

पूरन चन्द्र जोशी